# પાઠમાળા,

## અંક ૩ જો.

---

જરતોસ્તી છોકરીઓની નિશાળ મંડળી હસ્તકની
નિશાળોને વાસ્તે,

એ મંડળીના કારોબારીઓના હુકમથી
છપાવી પ્રગટ કરયો છે.

આવૃતી ૨ જી.



મુંબઈ,
યુનિયન પ્રેસ—સને ૧૨૫૦ યઝદેજરદી.
સને ૧૮૮૧ ઈસવી.

# દીબાચો.

જરતોસ્તી છોકરીઓની નિશાલ મંડળી હસ્તકોની નિ-શાલોને વાસ્તે આજ કેટલીક મુદત થઈ પાઠમાળા અંક ૧ લો તથા ૨ જો એવી બે ચોપડીઓ એજ ખાતાના હુંશી, હોંશીઆર અને ચંચલ માજી શેક્રેટરી શેઠ નવરોજજી ફરદુનજીની મેહેનતથી બાહાર પડીછે; તેજ ઢપ પ્રમાણે આ પાઠમાળા અંક ૩ જો એજ મંડળીના હુકમથી તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યોછે.

એ ચોપડીમાં કેટલાક શેહેલા તથા કેટલાક અઘરા પાઠ દાખલ કીધાછે, કે જેથી છોકરીઓની મનશક્તિ વધે તથા ગુજરાતી ભાષાના અભ્યાસમાં વધારો થાય. એ ચોપડીમાં નીતિ સંબંધી, જાનવરો તથા વનસ્પતી સંબંધી સામાન્ય જ્ઞાન સંબંધી, ભુગોળ તથા વ્યાકરણ સંબંધી, દુનીયા-દારી તથા ઘરસંસારી કામમાં આવે એવા ઉપયોગી પાઠ લીધાછે; કે જે શિખ્યાથી કુમળી વયની છોકરીઓને એ બાબદોની સારી માહેતગારી મળે એવી આશા છે. છો-કરાંઓની પોતાના માબાપ તરફની, ભાઈ બાંડુ તરફની, સગાંવાહાલાં સંબંધી શું ફરજ છે તે, અને દુનીઆમાં કેવા ગુણ રાખ્યાથી માણસ સુખી અથવા દુખી થાયછે એ-વિશેનું જ્ઞાન મળે તેવા પાઠો ચુંટી કાહાડીને દાખલ કર્યાછે.

એ ચોપડીમાં કેટલાક પાઠ વાંચન પાઠમાળા, જ્ઞાનબોધક અંક ૩ જો, શાળોપયોગી નીતિગ્રંથ તથા સરકારી નિશાળોને વાસ્તે મી૦ હોપના ઉપરીપણા હેઠળ બનાવેલી કેટલીક ચોપડીઓમાંથી ઘટતો ફેરફાર કરીને તથા કેટલાક પાઠ નવેસરથી તૈયાર કરી દાખલ કર્યાછે; અને કવી દલપતરામ ડાહ્યાભાઈ તથા કવી નર્મદાશંકર લાલશંકરની કવીતાઓમાંથી કેટલીક ઉપયોગી કવીતાઓ પણ એ ચોપડીમાં લીધીછે.

વળી શિખનારને કંટાળો ન આવતાં તેને એ ચોપડી ઉપયોગી તથા રમુજી થઈ પડે એવી મતલબથી એમાંનાં સઘળી બાબતોના પાઠો જોડા જોડ ન લખતાં જુદાજુદા લખ્યાછે; તથા તેની સાથે નીતિસંબંધી કવીતાના પાઠો ઘટતે ઠેકાણે દાખલ કર્યાછે.

મુંબઈની તારીખ ૩૦ મી જુન ૧૮૬૬.

**કાવસજી નસરવાનજી**

જરતોસ્તી છોકરીઓની નિશાળ મંડળીનો શેક્રટરી.

## પાઠમાળા અંક ૩ જો શિખવવાની રીત.

શિક્ષકે ઘણી સંભાળ લઇને દરેક પાઠનું એક એક વાક્ય પેહેલાં છોકરી પાસે વંચાવવું, અને વાંચતાં ભુલ પડે અથવા બરોબર નહીં વાંચી શકે ત્યારે બરાબર રીતે અને ખરી ઢબ પ્રમાણે પોતે વાંચી સંભળાવવું; અને ત્યાર પછી તેજ વાક્ય તેવીજ રીતે તે છોકરી પાસે વંચાવવું. એ પછી ત્રણ અથવા ચાર છોકરીઓને સાથે ઉભી રાખીને તેજ વાક્ય વંચાવવું, અને કોઈ વખતે તે વાક્ય ઘણું અઘરૂં હોય તો વર્ગની બધી છોકરીપાસે સાથે વંચાવવું; પણ ઘણી ગડબડ નહીં થાય એવી સંભાળ રાખવી. એ રીતે આખો પાઠ વંચાવવો, તથા પાઠમાં આવેલા અઘરા શબ્દોનાં અર્થ તેઓને લખાવવા, અને વાક્યની મતલબ સમજાવવી. બીજે દિવસે તે શિખવેલો પાઠ દરેક છોકરી પાસે પાછો વંચાવવો, તથા તેમાં આવેલા અઘરા બોલના અર્થ તથા મતલબ વગેરે પુછવી. અને અઘરા શબ્દની જોડણી પણ કરાવવી. જો પાઠ બરોબર કર્યો નહીં હોય તો આગળ બીજો નવો પાઠ આપવો નહીં.

દરેક શિખેલા પાઠ બરોબર રીતે શિખ્યાંછે કે નહીં તેની તપાસ કરવાને દર સનીવારે તે પાઠમાંના હરેક પાઠ-વિશે છોકરીઓ પાસે સીલેટ ઉપર લખાવવું પણ સંભાળ રાખવી કે ચોપડીમાં જોઇને અથવા તેવી ઢબ પ્રમાણે લખે નહીં.

આ ચોપડી શિખવવી વેળા વ્યાકરણ વિષય વધારે સમ-જણની સાથે ચલાવવો. શબ્દોની વ્યુત્પતિ એટલે તે શેમાંથી

નિકળેલાછે તે પણ પુછવું. જેમકે **પરમેશ્વર** એ શબ્દનું મૂળ સમજાવતી વખતે કેહેવું કે એ શબ્દ **પરમ** અને **ઈશ્વર** મળીને થએલાછે; **પરમ** એટલે મોટો અને **ઈશ્વર** એટલે પ્રભુ. માટે એનો સામટો અર્થ મોટો ઈશ્વર. એ સંસ્કૃત શબ્દનો દાખલો છે. તેમજ **જાનવર** એ ફારસી શબ્દ છે, તેનું મૂળ **જાન** એટલે જીવ અને **વર** એટલે રાખનાર; એ ઉપરથી આખા શબ્દનો અર્થ જીવ રાખ-નાર અથવા જીવવાળું થાયછે ઈત્યાદિ.

# સાંકળિયું.

## નીતિ સંબંધી.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| નવી ચોપડી ........................ | ૧ |
| રૂડા નિશાળીઆ ........................ | ૨ |
| નઠારા નિશાળીઆ વિશે–(ક૦) | |
| ,, ભાગ. ૧ ............ | ૬ |
| ,, ભાગ. ૨ ............ | ૭ |
| પ્રાણી સંબંધી વર્તણુક ........................ | ૧૨ |
| છોકરાંઓ અને દેડકાં એઓની વાત ......... | ૧૩ |
| નિર્દય છોકરો અને સુક્ષ્મદર્શક યંત્ર ............ | ૧૪ |
| પ્રાણિઉપર દયા રાખવા વિશે–(ક૦) ........... | ૧૫ |
| કુટુંબ ........................ | ૧૮ |
| જગકર્ત્તા વિશે–(ક૦)................... | ૨૦ |
| સગાં વહાલાં સંબંધી વર્તણુક ................ | ૨૧ |
| શિકંદર બાદશાહ અને તેની મા ............ | ૨૨ |
| માનો ગુણ—(ક૦) | |
| ,, ભાગ ૧............... | ૨૩ |
| ,, ભાગ ૨............... | ૨૪ |
| શાક્રેટિસ અને તેનો છોકરો ............... | ૨૪ |
| પિતાની સેવા—(ક૦) | |
| ,, ભાગ ૧ ............ | ૨૭ |
| ,, ભાગ ૨ ............ | ૨૮ |

વિષય. પૃષ્ઠ.
કાગડાએ મોરના પીછાંશરીરમાં ખોસ્યાં હતાં તેનીવાત. ૨૯
સાદું ખાધામાં મોટી મોજ................ ૩૦
ઇશ્વર પ્રાર્થના—(કo) ............. ૩૪
ઇશ્વર સઘળું જુએછે—(કo) .... ........ ૩૫
ફરીથી તજવીજ કરો ................. ૩૫
વિદ્યાનો અભાવ ................... ૩૭
ભણવા વિશે—ગરબી ................. ૩૮
સર્વેથી લાયક આદમી કીયું ............... ૪૩
મોટાઈ .......................... ૪૫
માણસનું માપ—(કo) .... .......... ૪૫
વચન પાળવા વિશે દયાનતદારી ...... ..... ૬૦
બોલ્યું પાળવા વિષે—(કo) ............. ૬૦
નફાનો અર્ધો ભાગ .................. ૬૨
વિક્ટોરિઆ રાણી વિશે—(કo) ............ ૭૩
ઉદ્યોગ ......................... ૭૫
ફેસિત્ ......................... ૭૭
જા અને આવ એની વચ્ચે તફાવત........... ૭૮
ધારિષ્ટ ......................... ૯૮
વિચારીને બોલવા વિશે—(કo) ............ ૧૦૦
એક જવાન પુરૂષ જેને સબોધમા થયો હતો .... ૧૦૨
સંતોષ .......................... ૧૦૬
શાંતીથી એકઠું રહેલું કુટુંબ ............... ૧૦૭
લોભ અને સંતોષ વિશે—(કo) ............ ૧૦૮
સંપ વિશે—(કo)................ .. ૧૧૨
એક ડોસો તથા તેના બે પુત્ર.............. ૧૨૧

વિષય. પૃષ્ઠ.
અટક ચાળો જીરા—(ક૦) .............. ૧૨૬
આળસ .............................. ૧૩૩
અખાના છપા ........................ ૧૩૫
અપકારને બદલે ઉપકાર ............... ૧૪૧
સાહસ કામ ન કરવા વિષે—(ક૦) ........ ૧૪૩
આંધળો ભિખારી અને તેનો કુતરો ....... ૧૪૫
ભલાઈ ............................. ૧૪૬
માર્કિવેસ વેલ્લસ્લી ................ ૧૪૭
માળુકી અને કાશી ................... ૧૬૫
જીભ વશ રાખવી ...................... ૧૮૦
જીભને શિખામણ વિષે—(ક૦) ............ ૧૮૪
ઉપદેશ વિષે ધોળ ..................... ૧૮૫
માહારાણીજીની ગરબી ................. ૨૧૫
સવારૂપિયાની કિંમત .................. ૨૨૮
ઇંટો પનાવનાર ...................... ૨૩૩
ગુલામ અને સીંહ .................... ૨૩૫
બંદગી—(ક૦) ....................... ૨૪૭

## પ્રાણી તથા વનસ્પતી સંબંધી.

પ્રાણી. ............................ ૮
આંબો .............................. ૧૬
ગેંનડા ............................. ૩૧
કેળ ............................... ૩૨
હાથી .............................. ૪૦
અનાજ .............................. ૪૬

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| પરવાળા કરનારા કીડા | ૪૯ |
| તેજાનાના ઝાડો | ૯૦ |
| ઘઉં | ૧૧૩ |
| મકાઈ | ૧૧૭ |
| ચોખા | ૧૩૬ |
| તુવેર | ૧૪૦ |
| માછલી અને તેની થોડીક વાત | ૧૫૬ |
| ચણા | ૧૬૦ |
| બટાટા | ૧૬૨ |
| પક્ષિયોના શરીરની રચના વિશે | ૧૭૧ |
| પક્ષિયોના માળા | ૧૭૬ |
| રતાળુ | ૧૯૮ |
| સુરણ | ૨૦૪ |
| દુધી | ૨૦૬ |
| વેંગણા | ૨૦૭ |
| ભીંડા | ૨૦૮ |
| તરબુજ (કલીંગડાં) અને ખરબુજ | ૨૪૬ |

## સામાન્ય જ્ઞાન તથા વિદ્યાસંબંધી.

| | |
| --- | --- |
| કાચ | ૫૨ |
| ધંધાનો વિભાગ | ૫૪ |
| ન્યુકાસ્ટલ નામે બંદર પાસેની પહાડી કોયલાની ખાણ.. | ૫૬ |
| જોડા | ૫૮ |
| સેર કરીને આવવું—ભાગ ૧ | ૬૩ |
| ,, ભાગ ૨ | ૬૯ |
| લાકડાં-ઝાડો | ૭૯ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| વખત | ૮૨ |
| રાત્ર | ૮૪ |
| અંગ્રેજી મહીના વિશે—(ક૦) | ૮૬ |
| રંગ | ૮૭ |
| બળતો પહાડ | ૯૨ |
| મનુષ્ય જાતી અને તેથી ઉતરતાં પ્રાણીઓમાં ભેદ. | ૯૪ |
| સિતળા | ૧૦૩ |
| સ્નાયુઓની શક્તિ | ૧૦૯ |
| ઊંઘ. | ૧૨૦ |
| વરાળ તથા ધુમાડો—ભાગ ૧ | ૧૨૭ |
| ” ભાગ ૨ | ૧૩૦ |
| વરાળ શક્તિ અને તેના ગુણ | ૧૩૨ |
| ગરમ લુગડાં | ૧૪૯ |
| સોનું તથા રૂપું—ભાગ ૧ | ૧૫૦ |
| ” ભાગ ૨ | ૧૫૪ |
| જુદી જુદી જાતના લોકોની ભોજન ક્રિયા | ૧૭૦ |
| મીઠાના અગર | ૧૭૯ |
| સારૂં વાચતાં શિખવાની રીત—ભાગ ૧ | ૧૮૬ |
| ” ભાગ ૨ | ૧૮૮ |
| વ્યાકરણ | ૧૯૧ |
| નામ— ભાગ ૧ | ૧૯૨ |
| નામ વિશે—ભાગ ૨ | ૧૯૩ |
| ” ભાગ ૩ | ૧૯૪ |
| સર્વનામ | ૧૯૫ |
| વિશેષણ | ૧૯૭ |

વિષય. પૃષ્ઠ.
વિભક્તિ વિશે ........................ ૨૦૦
ક્રિયાપદ. ........................ ૨૦૨
અવ્યય ........................ ૨૦૩
મુંબઈ ટાપુ ........................ ૨૦૯
શેહેરોમાં પાણીની રસદ તથા તેની વેહેંચણ........ ૨૧૬
ભુગોળ વિદ્યા—ભાગ ૧ ........................ ૨૧૮
,, ભાગ ૨ ........................ ૨૨૦
ભુગોળ વિદ્યાનો ગરબો ........................ ૨૨૨
પૃથ્વીનો નકશો ........................ ૨૨૫
પર્વત, સરોવર, અને નદી. ........................ ૨૨૬
તોલ તથા માપ ........................ ૨૩૧
ચીનાઈ વાસણ—ભાગ ૧ ........................ ૨૩૮
,, ભાગ ૨ ........................ ૨૪૦
જુદી જુદી જાતના લોકોની શરીર શોભાવવાની રીત. ૨૪૩

# પાઠમાળા,

## અંક ૩ જો.

### નવી ચોપડી.

આવો છોકરીઓ આજ તમને નવી ચોપડી મંડાવીશું. કેમ તે તમને ગમેછે કે નહી? જુની ચોપડી તો તમે ઘણીવાર વાંચી ગયાંછો, અને તેમાંની સઘળી વાતો અને કવિતાઓ તમે સારી પેઠે સમજતાં હશો; વારુ ત્યારે પાછલી ચોપડીમાં જે કાંઈ વાંચ્યું હોય તેનો ટુંક સાર કોહો. એ ચોપડીમાંની બહુ વાતો નાની છોકરીઓને સાંભળ્યાથી ઘણી ખુશી પેદા થઈ. કેટલીક કવિતાઓ તો એવી સુંદરછે કે મોટાં માણસને પણ ગમે અને તેઓ કામ કરતાં જાય અને ગાતાં જાય અને નવરાં બેશે ત્યારે પણ ગાયં. એ ચોપડીમાં તમે ઘણી જુદી જુદી વસ્તુઓ વિશે પાઠ વાંચ્યા. પરમેશ્વર, માણસ, પશુ, પક્ષી, ઝાડ, છોડવા, સૂરજ, આકાશ, પૃથ્વી, અને નીતિ વિશેના પાઠ તેમાં હતા. એમાં આપણે એવું વાંચ્યુંછે કે પરમેશ્વર મોટોછે તે આપણને જુવેછે, જોકે આપણે તેને જોઈ શકતા નથી. એજ ઈશ્વરે ભાયડા, બાયડી, છોકરા, છોકરીઓ, પશુ, માછલાં, કીડા, ઝાડ, છોડવા, ચંદ્રમા, સૂરજ, તારા,

અને આખું જગત એ સર્વે તેણે સરજ્યું છે; અને જે કાંઈ કામ આપણે કરીએ છીએ તે સઘળું તે જુએછે; તેથી આપણને લાજમ છે કે તેને પસંદ પડતાં કામો કરવાં.

## રૂડો નિશાળીયો.



નિશાળના ધારા પ્રમાંણે ચાલવું તથા ગુરૂની આજ્ઞા પાળવી, એ ઉપરથી રૂડા નિશાળિયા ઓળખાયછે. જે રૂડા નિશાળિયા હોયછે તે તેનીતેજ વાત વારે ઘડીયે પોતાને સમજાવવાની મેહેનત ગુરૂજીને આપતા નથી. ગુરૂજીયે કહ્યું કે, ફલાણું કરજો અથવા ફલાણું ભણજો એટલે તુરત તેજ કરેછે અથવા તેજ ભણેછે.

નિશાળ ભણાવવાની જે વખત નિમેલી હોયછે, તેજ વખતે તે હમેશાં હાજર થાયછે. તે ગરબડ કરતો નથી, પોતાની જગ્યો ઉપર બેસેછે, અને પાધરો પોતાના પાઠમાં ચિત્ત લગાડેછે. તે પોતાના મનને અથવા બીજાને રીઝવવા સારૂ પોતાના ગજવામાંથી રમકડાં કાઢતો નથી. ખાવાને સારૂ તેની કને મેવો નથી હોતો; બીજાને આપવા સારૂ તેની પાશે મીઠાઈ નથી હોતી.

જો તેના કોઈ સોબતિઓ તેની નજર અથવા મન પાઠ તરફથી ચુકવવાનો ઉદ્યોગ કરે, તો તે તેણી તરફ કાંન ધરતો નથી. એટલું થયા ઉપરાંત પણ તેઓ તેને રમત કરવા સારૂ તેની પાછળ મંડેછે, તો પણ તે તેમને કેહેછે, તમે તમારૂં કામ કરો, મને ન છેડો. એ શિવાય પણ જો તેઓ તેને ઉપદ્રવ કરવા તથા ત્રાસ દેવા માંડે, તો તે પોતાના તથા તેઓના ભલાને માટે ગુરૂજીને કેહે, એટલા માટે કે તેથી તે તેઓને દબાવીને સારી સમજણની ચાર વાત કહીને તેમની તે ના લાયક તથા નુકશાનકારક ચાલ બંધ કરાવે.

કોઈ અજાણ્યા લોક નિશાળમાં આવે તો દાંગાઈથી તકાવીને તેમનાં મોહોડાસામું જોએ નહી; જાંણે કે એકલા ગુરૂજીજછે એ પ્રમાંણે તે પોતાના પાઠમાં નિત્ય ચિત્ત રાખેછે. તેના વર્ગના નિશાળીયા વાંચેછે અથવા અંક્ષરો જોડેછે, અથવા મોહોડે કરેલો પાઠ ભણી દેખાડેછે ત્યારે તે ઘણો સાવધ રેહેછે, તથા તેમનું સાંભળીને પોતાનો અભ્યાસ વધારવાની ચાનક રાખેછે.

પોતાનો અભ્યાસ વધે એજ તેને મોટી ઇચ્છા હોયછે,

માટે તે કદી રમતો નથી. રમે તોપણ ગુરૂજીને ખબર પડવાની નહી, તથા શિક્ષા મળવાની નહી, એવું હોય તોપણ તે રમતો નહી. ગુરૂપાસે ઉભા હોય ત્યારે જેમ તે પાઠ ઉપર ચિત્ત રાખે તેમજ ગુરૂની નજરથી વેગળો હોય ત્યારે પણ રાખેછે. કોઈ વખત ગુરૂજી કેટલીકવાર બાહાર ગયેલા હોય ત્યારે જેમ બીજી વાતમાં ઈમાનદારી દેખાડે તેમ એમાં પણ દેખાડવા માટે તેનાથી કરાયછે તેટલી તે વત્તી મેહેનત કરેછે.

હરરોજ કામનું છે એવું નવું શિખવાની તે ઈચ્છા કરેછે; અને પેહેલાં કરતાં અધિક જ્ઞાન તેને પ્રાપ્ત થયા વગર કદી દાહાડો જાય, તો તેને આનંદ થતો નથી. કોઈવાર તેને અઘરો પાઠ તૈયાર કરવાનો હોય અથવા કઠણ મન કરવું પડે, તો તે કંટાળતો નથી, તથા બડબડ કરતો નથી. મારાથી એ થશે અને એ કરવાથી મારૂં ભલું થશે એમ જાણ્યાવગર ગુરૂજી મને આપેજ નહી, એવું તે સમજેછે, માટે તે રાજી થઇને તે કામ કરવા મંડીને પોતે એ પ્રમાંણે હિંમત રાખેછે; આ અઘરો પાઠ મેં તૈયાર કર્યો, એ મારા માંબાપ સાંભળશે તેવારે આનંદ પામશે; મેં મેહેનત કરી તેથી ગુરૂજી પણ સંતોશ પામશે, અને પાઠ થયો એટલે હું પણ સુખી અને હિંમતવાન થઈશ. જેમં જલદી અને જેટલું મન લગાડીને હું પાઠ શિખવા માંડીશ તેમ જલદીથી અને તેટલો સારો પાઠ થશે હેવા ખ્યાલથી તે પોતે હિંમતવાન થાયછે.

તે વાંચેછે ત્યારે શબ્દના એવા સ્પષ્ટ ઉચ્ચાર કરેછે કે, સાંભળનારાઓને સેહેલથી સંભળાય અને તેની સમજણ

પડછે. તેની કાપી સાફ લખેલીછે, ડાઘ ડુઘી અથવા ચેહેરાયલી નથી હોતી. તેના આંકડાનું વળણ સારૂં છે, તેના હિસાબ ઘણું કરીને ચોટ વગરના હોય છે.

પોતે સારો થયો એટલે થયું એમ તે જાંણતો નથી; બીજા સારા થાય તેથી પણ આનંદ પામેછે. ગુરૂજી તેના જોડીઆના વખાણ કરે તે સાંભળવા તેને ગમેછે અથવા ગુરૂજી તેમને બક્ષીસ આપે તે જોઇને રાજી થાય છે તે મનમાં સમજેછે કે હું સારૂં કરીશ તો મારા પણ વખાંણ થશે, અને મને પણ બક્ષીસ મળશે; અને સઘળાંજ સારૂં કરે તો પછી શું કેહેવું, અમારી નિશાળમાં જ્યાંહાં ત્યાંહાં આનંદજ આનંદ થાયતો?

જે વાતે પુસ્તકોને નુકસાંન થાય તે વાતથી તે પોતાનાં પુસ્તક ઘણાં જાળવીને રાખેછે. તે પોતાનો પાઠ પુરો થયો એટલે તે પુસ્તક મેલવાની જગાએ મુકેછે. તે હરકોઈ ઠેકાંણે પટકીને બીજાઓને તે ફેંકી દેવા અથવા ફાડવા અથવા મેલાં કરવા દેતો નથી.

પોતે જે વિદ્યા ભણ્યો, તેનો ખરે ખરો ખપ આ લોકમાં તથા પરલોકમાં થવાને ઈશ્વરનો આશિર્વાદ જોઇયે એમ તે જાણેછે માટે ઈશ્વર આપણને તથા સોબતિઓને તથા ગુરૂજીને આશિર્વાદ દે એ રીતે ઈશ્વરની પ્રાર્થના કરવાને તે વીસરતો નથી.

નિશાળમાં હોયછે ત્યારે જેમ રૂડી રીતે ચાલેછે તેમ નિશાળની બાહાર હોયછે તારે પણ હમેશાં તેમજ ચાલેછે. પરમેશ્વરની નજર સર્વદા આપણા ઉપર છે; અને આપણો હિસાબ સર્વના મોટા ન્યાયાધીસ પાસે અંતે આપણને આપવો

પડશે. એ વાતની યાદ તે રાખેછે, માટે ગુરૂજી તેને નીતિજ્ઞાનનો અથવા ધર્મનો જે ઉપદેશ કરે અથવા પોતે જાતે ધર્મ પુસ્તકમાં વાંચી જોય, અથવા વાંચવા સારૂ જે બીજાં પુસ્તકો તેને કોઈ આપે તેઓમાંથી જે જડે તેમ ચાલવાને તે સદા તત્પર રેહેછે.

---

## નઠારા નિશાળીઆ વિશે. ભાગ ૧.

### ગુરૂજી સમીસાંજ પાય લવારો ગવાળો પોથી લીખ.

### ભુજંગી છંદ.

બીજા સર્વ પેઠા પછી આપ પેસે,
બીજા સર્વ બેઠા પછી આપ બેસે;
ન ધારે ગુરૂજી કેહે તેજ ધારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૧.
સમીસાંજ સુવા તણી વાત સુજે,
પછી પાઠ તે વાંચતાં પાય ધુજે;
લખે જેમ લીટા ભણે તો લવારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૨.
ભલી જોડણી તે નહીં જોડી જાણે,
અતિરા ન ચિંતા થકી ચુક આણે;
ભરે લખણો બાગીને જેમ બારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૩.
કરે હાથ મેલા થકી પોથી મેલી,
ઘણો તો ગવાળો ભરે જેમ પેલી;

લીઓ લખીએ લુગડામાં હજારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૪.

## નठारा निशाळीआ विशे. भाग २.

આરો સંગ પ્રકાસવું રૂપ કર્મ
માકડો પિતા માતા પુત્ર ઠોઠ.

વડી વાર વાતે વળે વાત વાળો,
તમે બાળકો તે તણો સંગ ટાળો;
ન આવે કશી વાતનો એક આરો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૫.
લઢે ને વઢે કાં પડે આડ પાસે,
પછી આપનું રૂપ પૂરૂં પ્રકાશે;
ખરો બોલ લાગે સુણી ખૂબ ખારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારે. ૬.
નિશાળે ગુરૂને નડે કર્મ ફુટયો,
છુટે તો પછી માકડા જેમ છુટયો;
પિતા માતને તે નહી પુત્ર પ્યારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૭.
ઘણે જોર નિશાળમાં લાવી ઘાલો,
નહી ઠીક શિખે રહે ઠોઠ ઠાલો;
ભરે ભીખીને પેટ કાં વેચી બારો,
નિશાળે જઈ તે શિખે શું નઠારો. ૮.

# પ્રાણીઓ.



પૃથ્વિના સઘળા ભાગોમાં ઘણી જાતના નાનાં અને મોટાં જાનવરોછે; તેમાનાં થોડાં એક જમીન ઉપર અને બીજાં પાણીમાંજ વસેછે. જાનવરોની પેદાંએશમાં મુખ્ય માણસછે, તેનાથી ઉતરતાં બીજાં સઘળાં જાનવરોછે; માટે તેઓમાંનું એક પણ પ્રાણી પદ્ધિમાં અથવા શક્તિમાં માણસની બરોબરી કરી શકતું નથી.

બાળ, ઊન, અથવા રૂંઆંથી ઢંકાએલાં જાનવરોને હેવાન કેહેછે, તેઓ જમીન ઉપર ચાર પગે ચાલેછે. ઘોડા, ગાય, કુતરાં, મેંઢાં, બીલાડીયો, અને બીજાં ઘણાં જાનવરો એ જાતનાછે. ચાર પગવાળા જાનવરોને ચોપગાં કરીને કેહેછે. કેટલાએક જાનવરોને ઘોડાની માફક આખી ખરીના પગ હોયછે. બીજાં જાનવરો જેવાં કે ગાય, મેંઢા, ડુક્કર, અને બકરાં એઓને પેફાડમાં ચિરા-

પછી ખરી હોયછે. વળી કેટલાએક જેવાકે કુતરા, બી-
લાડીયો, સિંહ, વાઘ અને રીંછ, એઓને નખ, અને
પંજાવાળા પગો હોયછે. બળદ અને મેંઢા એ ચોપગા
જાનવરો છે. તેઓને માંસ અથવા ખોરાકનેસારૂ માણ-
સો મારેછે. જોડાને સારૂ તેઓની કાતડીનું ચામડું
બનાવેછે. મેંઢાનું ઉન કાપીને તેના દોરા વણેછે પછી તે
દોરાનાં ઝીણાં અને નરમ કપડાં બનાવેછે.

પક્ષીઓ ઘણી જાતનાં જાનવરોછે. તેઓ પીછાંથી
ઢંકાયલાંછે, અને તેઓને બે પાંખોછે, જેથી તેઓ હવામાં
ઉડી, અને થાક્યા વગર દુર જઈ શકેછે. વળી તેઓને
બે ટંગડીઓ અને બે પગ હોયછે, તેથી તેઓ જમીન
ઊપર ફરી, અથવા ઝાડની ડાળી ઉપર બેશી શકેછે.
કેટલાંએક પક્ષીઓ ઘણાં નાનાં છે, જેવાં કે ચલિયાં,
મેના, ચંડોલ અને પોપટ; તેઓ ઝાડો ઉપર અને ઝાડી-
ઓમાં લીલના અને બીજી ચીજોના નાના સફાઈદાર
માળા બાંધેછે. કબુતરો અને કાગડા એ વધારે મોટાં
કદનાં પક્ષીઓછે, અને તેમજ મરઘીઓ પણ છે. જે-
ઓને આણીગમ પેલીગમ ફરતાં અને દાણા વિણી
લેતાં આપણે જોઈયેછે. બતક, હંસ, અને રાજહંસ એ
પણ પક્ષીઓ છે; તેઓ પાણીમાં તરવાને ચાહેછે, અને
તેઓને પોહોળી ચાંમડીના બે પગો હોયછે; જેથી તેઓ
તરવામાં આગળ વધવાને શક્તિવાન થાયછે. સઘળાં
પક્ષીઓ પોતાના માળામાં ઈંડાં મુકેછે, અને તે ઈંડાં
ઉપર તે પક્ષીઓ કેટળી એક વારસુધી બેશીને ગરમી
પોંહોચાડેછે; ત્યારપછી તેના અંદરથી નાના બચ્ચાં નિક-

છેછે. ઈંડાંને ગરમી આપવા સારૂ તેઓની ઉપર પક્ષી બેશેછે, ત્યારે તે પક્ષી સેવણ બેઠુંછે, એમ આપણે બોલીયેછે.

માછલીઓ એ તદન પાણીમાંજ વસનારાં જાનવરોછે. તેમાનાં ઘણાંએકને ચળકતાં ભિંગડાંદાર ચાંમડી હોયછે, તથા તેઓને નાની પાંખો હોયછે, જેથી તેઓ પાણીમાં તરતી ઉપર રેહેછે. માછલીઓ ઘણી જલદીથી તરી શકેછે, અને તેઓ જીવડાંની પછવાડે અથવા હરએક બીજી ચીજ જે તેઓ ખાવાને ચાહેછે તેઓની પછવાડે પાણીમાં દોડેછે. કેટલાંએક માછળાં તો માણસ કરતાં પણ મોટા હોયછે; પણ બીજાં કેટલાંક ઘણાંજ નાના હોયછે તેઓનો ઘણોએક જથ્થો દરિયામાં અને નદીઓમાં તરેછે.

જાનવરોનો એક બીજો વર્ગછે, તેઓને પેટે ચાલનારાં જાનવરો કરીને કેહેછે. પેટે ચાલનારાં જાનવરો જેવાંકે સર્પ અને અજદા એઓને માછલીઓની પેઠે સાફ ચળકતી ચાંમડી હોયછે. તેઓ દરમાં અથવા ઊંચા ઘાસમાં અને ભીની જગ્યાઓમાં વસેછે; અને પોતાનાં શરીરથી જમીન ઉપર ઘસડાએછે. કેટલાંએક પેટે ચાલનારાં જાનવરો જેવાંકે દેડકાં, કાનખચુરા, અને વિચ્છુ એઓને પગ હોયછે, તેથી તેઓ ચાલી અથવા કુદી શકેછે. દેડકું એ એક ઘણું જોવા લાએક પેટે ચાલનારૂં પ્રાંણી છે, પણ તે કુદેછે, અને ઘણું કરીને મેદાનમાં અથવા પાણીનાં સ્થળોની પાસે જોવામાં આવેછે. આપણે દેડકંઓને પથરા મારીને, અથવા કોઈ પણ પ્રકારે દુઃખ દેવું ન જોઈયે, કેમકે તેઓ નિરપરાધી પ્રાણીઓ છે, અને જે માર પડેછે, તે તેઓ ખમ્યાં કરેછે.

જીવડાં એ જાનવરોનો એક જુદો વર્ગ છે. તેઓ આ દેશમાં અને બીજા દેશમાં ઘણાં છે. માંખો, મછરો, મધમાખો, અને પતંગ્યાં, એ જીવડા છે. એઓને ઉન્હાળાની રૂતમાં આણીગમ પેલીગમ ઉડતાં આપણે જોઇએ છૈયે; અને તેઓ કેટલીક વખતે આપણને ઘણો કંટાળો પણ આપેછે. જોકે એ જીવડા કોઈ વખતે દુઃખ કારક છે, તોપણ તેઓ ઘણાં ઉપયોગી છે, કેમકે તેઓ પક્ષીઓનો અને માછલીઓનો ખોરાક છે. તેઓને આ દુનિયામાં બીજા ઘણાં ઉપયોગાર્થે ઉત્પન્ન કરેલાંછે.

આ વર્ગો શિવાય બીજાં ઝીણાં જાનવરો છે જેઓ ખુલી આંખે નજર નથી પડી શકતાં. તેઓ પોતાની ખાસિયત પ્રમાણે પાણીમાં અને બીજા પદાર્થોમાં રેહેછે અને સુખ ભોગવેછે. આખી દુનિયાં મોટા. અને નાના પ્રાણીઓથી ભરપુર છે, અને તે સઘળાંને કોઈ પણ કારણસર નિર્માણ કીધેલાં છે. તે કારણ શું છે એ જાણવાને ઘણીએક બાબતોમાં આપણે અશક્ત છૈયે. જે જાનવરો જીવતાં છે, તે સઘળાંના નિત્યના ખોરાકને માટે તેઓના કિર્તારે મોટી સાખાવતથી ખોરાકનો ભારી જમાવ કરી રાખ્યોછે. તેઓમાનાં ઘણાં જાનવરો ભાજીપાલો, રોપા, ઝાડનાં પાત્રાં, બીયાં અને ફળ ખાઇને જીવેછે. બીજાં પોતાનાં કરતાં નાંના અને કમજોર અથવા દુર્બલ જાંનવરોને મારી ખાઇને જીવેછે; અને એ પ્રમાંણે જો તેઓનો નાશ નહી થાયતો, ઘણાં જલદીથી તેઓ વધી પડીને આપણને દુઃખ કારક થાય.

મોટાં ચોપગાં જાનવરોમાના કેટલાંએક, જેવાં કે સિંહ,

વાઘ, અને વરૂ શિકારી જાનવરોછે; અને તેઓ મોંઢાં અથવા હરેક બીજાં જાનવરો જેઓ પોતાનો બચાવ કરી શકતાં નથી, તેઓનો શિકાર કરીને અને મારી નાખીને પોતાનું ગુજરાંન ચલાવેછે. થોડાંએક જાનવરો જેવાં કે ઘોડા, ગાય, ડુક્કર, ઘધેડા, કુત્રા, અને બીલાડી એઓ માણસ જાતના તાબામાં રેહેવાને અને તેઓને જે ખોરાક ખવડાવેછે તે ખાવાને ચાહેછે, માટે એઓને પાળેલાં જાનવરો કરીને કેહેછે. તેઓ ઘણાં અસીલ અને આપણને કામનાંછે, માટે તેમની બરદાસ્ત, દયા રાખી કરવી જોઇયે.

## પ્રાણીસંબંધી વર્ત્તણુંક.

માખી, ગોકળગાય, કીડા અને દેડકાં વગેરે નાના નિરૂપકારી ઘણાંએક પ્રાણીઓ હોયછે, તેમને જોતાંજ કેટલાએક દુઃખ દઇને મારી નાખેછે. પણ આપણને તેમ કરવું ન જોઇએ, કેમકે કોઈ પણ પ્રાણીને મિથ્યા પીડા કરવી, એ અઘટિતછે. વળી નાના પ્રાણીઓ ઉપર નિર્દય થયાથી આપણે મનુષ્ય જાતીઉપર નિર્દય થવાને પ્રવૃત્ત થઇએ છૈયે; અને એવું થયાથી ધીમે ધીમે કદાચિત ઘણાં દુષ્ટ કર્મો પણ કરવા લાગીશું; જ્યારે હેવા કોઇપણ પ્રાણીને ઉપદ્રવ કરવાને અથવા મારી નાખવાને આપણું મન થાય ત્યારે આપણને વિચાર કરવો જોઇયે, કે જો આપણાં કરતાં કોઈ મોટો પ્રાણી આપણી ઉપર તેમ કરે, તો આપણને કેવું લાગે?

જો આપણે આપણાં કામને કે શોખને માટે, ઘોડા

અથવા કુતરો, એવું એકાદું પશુ રાખીયે તો આપણો ધર્મછે કે તેની સારી પેઠે બરદાસ્ત રાખવી, તેને પેટ ભરીને ખાવાનું તથા સારૂં રેહેઠાંણ આપવું, અને તેની પાશેથી તેના ગજા ઉપરાંત કામ ન લેવું. જ્યારે ઘોડા કે ગધેડા કદાચિત ઘણોજ ઘરડો હોય, અથવા થાકી ગએલો હોય અથવા તેને ખાવાનું પુરૂં મલતું ન હોય તેથી તે ધીમે ચાલતો હોય, તો તેને લગાર પણ ઉતાવલો ચલાવવાને કોરડા અથવા ચાબુક મારવા એ મોટી શરમની વાતછે.

## છોકરા અને દેડકાં એઓની વાત.

કોઈ એક મોટા તળાવમાં ઘણાંએક દેડકાં વસતાં હતાં તેની પાળ ઉપર છોકરાઓનું ટોળું દૈવજોગે રમતું રમતું આવ્યું. તેઓ પથરાદાવ રમત હતા માટે પાણીમાં પથ્થરોનો વરસાદ વરસી રહ્યો, તેથી તે બિચારાં દેડકાંઓને ભારે દુઃખ તથા ભય પેદા થયું. છેલ્લીવારે તેઓમાંનો એક ઘણોજ હિંમતવાન દેડકો પોતાનું ડોકું પાણી બાહાર કાહાડીને બોલવા લાગ્યો, "અરે પ્રીય છોકરાઓ, તમે નિર્દય થવાને અત્યારથી કેમ શિખ્યા? હું તમને વિનંતી કરીને કહુંછું કે લગાર વિચાર કરો જે તમારે તો આ રમતછે પણ એમાં અમારૂં મોતછે".

# નિર્દય છોકરો અને સૂક્ષ્મદર્શક યંત્ર.

કોઈ એક જવાંન છોકરો માખીઓને પીડા કરીને તથા તેઓને મારી નાખીને, તે રમતથી પોતે ગમત કરતો હતો. તે તેમની પાંખો તથા પગો તોડી નાખતો અને પછી તેઓ તેની પાસેથી છુટી જવાને જે અમસ્થાં તરફડીઆં મારે તે જોઇને તે ખુશી થતો. કોઈ કોઈ સમયે તે કેટલીએક માખીઓને એકઠી કરીને તેમને એકેદમ કચરીને મારી નાખે, અને આવું દુષ્ટ કર્મ પોતે કરે તેમાં મોટું પરાક્રમ માને. એ તેની નઠારી ટેવ વિશે તેનો શિક્ષક તેને વારતો પણ વ્યર્થ. માખીઓને દરદ લાગેછે, અને તેમને જીવતરનો, સ્વતંત્રતાનો તથા સુખનો હક આપણાં જેટલોજછે, એ વાત તેના શિક્ષકે તેને સમજાવી પણ તે સમજ્યો નહી. તેઓ તરફડીને વેદનાના જે ચિન્હો બતાવે તે પેલો નિર્દય છોકરો સમજે નહી, અને તે ઉપર લક્ષ પણ દે નહી.

બારીક પદાર્થો દેખાડવાને માટે તે શિક્ષક પાસે એક કાચનુ યંત્ર હતું; અને તેણે એક દિવસે પોતાના શિષ્યને એક અતિ સુંદર અને ચમત્કારી જનાવર તે યંત્ર વતી જોવાનું કહ્યું. તે બોલ્યો, "જો, આ માથાથી તે પુછડી લગણુ કાળા અને રૂપેરી રંગથી ભરેલુંછે, તથા એનું આખું શરીર અત્યંત ચમત્કારી જાડા વાળથી ઢંકાયલુંછે. એતા મસ્તક ઉપર આજુબાજુએ રૂપેરી વાળથી ઘેરાએલી બે ચળકતી આંખો છે અને એનાં વચલાં શરીરના બે ભાગ એક બીજા ઉપર વળેછે, આખું શરીર નરમ પીછાં તથા

દાળથી શણગારેલુંછે. તેની શોભા મહાન રાજાઓના પોશાકને હઠાવેછે." પોતે જે જોયું તેથી ખુશી થઈ આશ્ચર્ય પામીને, તે છોકરો આ ચમત્કારી જનાવરનું નામ તથા તેના ગુણ જાણવાને આતુર થયો. પછી તે જનાવરને સૂક્ષ્મદર્શકમાંથી કાહાડીને તેની ખુલ્લી નજર આગળ ધર્યું ત્યારે તેની સ્વૈચ્છિક ક્રૂરતાનું પાત્ર જે ગરીબ માખી તે માલુમ પડી.

---

## प्राणिपर दया राखवा विशे.

| મદાંધ | અવયવ | ચર્ણ |
|---|---|---|
| ઈશ | ઉદાર | પ્રયત્ન |

**નારાચ છંદ.**

જુવો પીડાથી જેમ આ પીડાય પિંડ આપડો,[1]
પીડા કર્યાથી તેમ તે પીડાય પ્રાણી બાપડો;
મદાંધ થઈ ન મારશો જરૂર જીવ જાણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને. ૧.
રચ્યા અવેવ[2] ઈશ્વરે જુવો સહુ[3] શરીરના,
તમોથી તે બને ન લાખ વાતથી લગીરના;
વિચારીને અધિક ઠીક ખીક આણીને,
અરે દિલે દયા ધરો પીડા કરો ન પ્રાણીને. ૨.
ધરો ન ચર્ણ ઘોબ પ્રાણીને ગરીબ ધારીને,
ખરેખરા ખુશી થશો ન મિત્ર જીવ મારીને;

---

૧ આપણો. ૨ અવયવ. ૩ સૌ.

ન ધાતની વિશેષ વાત વર્ણવો વખાણીને,
અરે દિલ દયા ધરો પીડા કરો ન પ્રાણીને. ૩.
બનાવનાર એક ઇશ આપણોજ એહનો,
તથા મળેલ તેહને ઉદાર પ્યાર તેહનો;
ભલે હરે ફરે પ્રભુ દીધેલ સુખ માણીને,
અરે દિલ દયા ધરો પીડા કરો ન પ્રાણીને. ૪.
ભરી ગજાથી ખૂબ ભાર કેમ માર મારીએ,
ગરીબ જીવ બાપડાની વેદના વિચારીએ;
કરો કદી ન ક્રૂર કર્મ પાપનું પીછાણીને,
અરે દિલ દયા ધરો પીડા કરો ન પ્રાણીને. ૫.
કરે અધર્મ કર્મ જે તું પાય પાંખ તોડીને,
પરોવી શૂળમાં કરે ખરાબ ખેલ ઓડીને;
નિશાન માંડીને કરે વિનાશ તીર તાણીને,
અરે દિલ દયા ધરો પીડા કરો ન પ્રાણીને. ૬.

ક૦ દ૦ ડા૦

## આંબો.

આપણ જે શેહેરમાં રહીયે છીયે તેમાં આંબો, કેળ, વડ, તાડ, માહાડ અને ખજુરીના ઝાડો ઘણા થાયછે. આંબો તો સઘળાઓએ જોયો હશે. જુવો એ ઝાડનાં મૂળ જમીનમાં ઊંડાં નાખીને કેહેવું ઉભું રહી શકેછે?. આ ઝાડની ડાળીઓ ઘણીછે, તથા તેનું થડ ઘણું જાડું હોયછે. એ થડમાંથી ડાળીયો નિકળેછે, અને ડાળીયોમાંથી નાની નાની ડાંખળીઓ નિકળેછે, અને તેના ઉપર પાતરાં

ઉગેછે. આ ઝાડના ઉપર માહા અથવા ફાગણ માસમાં મોહોરો આવેછે. આ મોહોર એ આંબાના ઝાડના ફુલોછે. આથી તે બધું ભરાઈ જાયછે. એ મોહોરનાં ઝીણાં પાતરાં ખરીને તેના મરવા થાયછે. તે મરવાઓ ડાંખળીઓ સાથે ઝુમખાને ઝુમખાઓ વળગીને લટકતા સુંદર દેખાયછે. શરૂઆતમાં વટાણાં જેવા ઝીણાં હોયછે, પછી વધીને સોપારી, લિંબુ; નાળીયર જેવા મોટા થાયછે. નાહાના મરવા ખાઇયેતો સવાદમાં તુરા લાગેછે, અને તેમાં કુંમળી ગોટલી હોયછે. આ ગોટલી વધારે દિવસ ઝાડ ઉપર રહી જીણ બંધાઇને તેનું મોટું ગોટલું થાયછે. લોકો કાચી કેરીના અચાર અથવા અથાંણાં બનાવે છે. કેટલાક લોકો આ કેરીનો મુરબ્બો બનાવેછે. કાચી કેરીનો સવાદ ખાટો હોયછે, પણ એ ફળને જો ઝાડ ઉપરજ પાકવા દીધું હોય તો તેનો સવાદ મિઠો મધના સરખો થાયછે. કાચી કેરીઓને કેટલીક વખત ઘાસના અંદર મેલીને પાકવેછે.

કેરીઓ જુદી જુદી જાતની આવેછે. જેમકે આફુસ, પાયરી, મજગાંમ, પટેલ ઈત્યાદિ. એઓમાંથી પેહેલી બે જાતની કેરીઓ ઘણીજ ઊંચી ગણાયછે.

આંબાનું ઝાડ ઊંચાઇમાં વીસથી તે ત્રીસ ફીટ સુધી હોયછે. એ ઝાડ ગરમ દેશમાં ઘણા થાયછે. આ ઝાડની કલમ કરીને જમીનમાં રોપ્યા પછી આસરે ત્રણ ચાર વરસે તેના ઉપર ફળ આવવા માંડેછે. ત્યારપછી તેને બીજાં ઝાડોની પેઠે પાંણી સીપવાની જરૂર પડતી નથી. માત્ર વરસાદના પાણીથી ઉછરીને મોટાં થાયછે.

એ ઝાડનાં ફળ એટલાંતો થાયછે કે લેનાર ધણી થાકેછે. પણ એ ઝાડ ફળ આપતાં થાકતું નથી. એ ઝાડને સાચવવાને કાજે એના ધણીને રખેવાળ રાખવાની ફરજ પડેછે. વલી એ ઝાડની કલમ કરીને રોપ્યામાં આવેછે તેથી તેનાં ફળ સારાં થાયછે. આંબાનાં ઝાડનાં સુકાં લાકડાં બાળવાના કામમાં આવેછે.

---

## કુટંબ.

બાપ, મા, અને છોકરાં, મળીને એક કુટંબ થાએછે. તે બધાં એક ઘરમા રેહેછે, તેઓ એક છાપરાં હેઠળ સુવેછે; તેઓ એકજ અન્ન ખાયછે; તેઓ નિત્ય સાંજ સાવાર એકઠાં થઇને પરમેશ્વરની સ્તુતી એકે સ્વરે કરેછે. તેમનો એકએકનો બહુ નજદીકનો સંબંધ હોયછે; અને પારકાં કરતાં તેઓ એકએકને વાહાલાં હોયછે. જો એક માંદું પડે તો સઘળાં દુખી થાયછે; અને એકને જો આનંદ થયો, તો બધાં હરખાય છે.

ઘણાં ઘર એકઠેકાંણે બાંધેલાં હોયછે. તેમાં ઘણાં કુટંબો છે. એક એકની સોડમાં રેહેતાં હોયછે. ચોકમાં અથવા વાડીમાં તેમને એકએકનો મેળાપ થાયછે; આપવા લેવા સારૂ તેઓ ચઉટામાં ભેગા થાયછે તથા ચબુતરા આગળ તેમનો જમાવ થાયછે, અને પરમેશ્વરની ભક્તિની વેળાએ મંદીરમાં એકઠા મળીને જાયછે. એટલી વાતો જ્યાંહાં બનેછે તે સ્થળને ગાંમ કેહેછે. જુવો ઝાડોમાં ગામ વશેલુંછે, અને તેઓમાંથી ઊંચું શિખર દેખાયછે.

પુષ્કળ ઘર હોય તો તે શેહેર કેહેવાય. ઘણાં શેહેર અને ઘણાં પ્રાંત મળીને મુલક થાયછે. મુલકની આસપાસ પાહાડો હોયછે, તેઓમાંથી નદીઓ વેહેછે તેમની સાથે સમુદ્ર કીનારા હોયછે; તેમાં રેહેનારા એકદેશી કેહેવાય. તેઓ એકજ બોલી બોલેછે અને એક સંફી થઇને લડાઈ અથવા સલાહ કરેછે; રાજ્ય ચલાવે તે રાજા કેહેવાયછે.

ઘણાં રાજ્યો તથા માણસથી ભરપુર એવાં દેશો, તથા બેટ તથા માહા દ્વીપો અને જુદી જુદી હવાના ઠેકાણાં, એ સર્વ મળીને જગત છે. ટેકરા ઉપર જેમ કીડાઓ ફરેછે તેમ આ પૃથ્વીની પીઠ ઉપર માણસો જથાબંધ વસેછે. કોઈ ગરમી તાપથી કાળા હોયછે; કેટલાએક ઉનના લુગડાં પેહેરીને ટાઢના ઝપાટામાં પોતાનો નિભાવ કરેછે, કોઈ દરાખનો રસ પીયેછે, કોઈ નાલીએરીનું મીઠું પાંણી પીયેછે, અને કેટલાએક વેહેલાના પાંણીથીજ પોતાની તરસ છીપાવેછે.

એ બધાં માણસો મળીને પરમેશ્વરનું કુટંબછે. જેમ ભરવાડ પોતાના ટોળામાંના ઘેટાં પારખી કાહાડેછે, તેમ પરમેશ્વર એકએકને ઓળખેછે. તેઓ જુદી જુદી બોલીમાં પરમેશ્વરની ભક્તિ કરેછે, એવું છતાં પણ તે બધાની બોલી સમજેછે. જેનું રક્ષણ પરમેશ્વર ન કરે એવું હલકું કોઈ નથી.

હબશેણ, તું દાસીપણામાં ઇઝરાતી બેઠીછે, તને કોઈ માણસ જોતું નથી ખરૂં તોપણ પરમેશ્વર તને જુવેછે. કોઈ માણસને તારી ઉપર દયા આવતી નથી, પણ પરમેશ્વરને તો તારી દયા આવેછે. તું પોતાના બંધનમાંથી તેને પોકારીશ ત્યાંહાં પણ તે તારૂં સાંભળશે.

અહો ચક્રવર્તી રાજા, જે તું સેંકડો રાજાના ઉપર રાજ્ય કરેછે તે તું એવી શેખી ન કર કે, મારાથી ચઢિયાતો કોઈ છેજ નહી; તારે માથે પરમેશ્વરછે, વાસતે તું કંઈ ખોટું કરીશ તો તે તને શિક્ષા કરશે.

પ્રથ્વી ઉપરના લોકો, તમે ઇશ્વર ભાગા બીહો!! માણસ જાતીના કુટંબો તમો ઇશ્વરની ભક્તિ કરો.

---

## जग कर्त्ता विशे.

જગકર્ત્તા પ્રૌઢ હય વાહન
વૈમાન સાજ માનવી,

### ચોપાઈ.

જગકર્ત્તાએ જગમાં જેહ,
ઉપજાવી વસ્તુઓ તેહ;
સુખ પામે તેથી સંસાર,
ગુણ ગણતાં નહી પામે પાર.

પૃથ્વી પાણી પ્રૌઢ પહાડ,
ઝાડીમા જે ઝાઝાં ઝાડ;
બળદો હય હથી બળવાન,
વાહાન તે જેવાં વૈમાન.

ચંદ્ર રવિ તારા ચળકાટ,
ઠીક ઠરાવ્યો તેનો ઠાઠ;

સમા સમાના સુખનો સાજ,
કીધો માનવીઓને કાજ.

ક૦ દ૦ ડા૦

## સગાં વાહાલાં સંબંધી વર્ત્તણુક.

જેઓ આપણાં સગાં હોય તેઓ ઉપર આપણે માયા રાખવી ઘટેછે; તેમાં વિશેષે કરીને આપણાં માબાપ તથા ભાંડુઓ ઉપર. જ્યારે આપણે બાળક અને લાચાર હતાં, ત્યારે આપણાં માબાપે આપણને ખવડાવ્યું, વસ્ત્ર પેહેરાવ્યાં તથા આપણી સંભાળ લીધી; અને જો તેઓની એટલી માયા ન હોત, તો તંગાસથી આપણે મરણ પામ્યાં હોત, એટલા માટે આપણને યોગ્ય છે કે તેમનો ઉપકાર માનવો, તેમના ઉપર પ્રીતિ રાખવી, અને આપણથી બને એટલું તેમનું સારૂં કરવાને હાજર રેહેવું. વિશેષે કરીને આપણને તેમના યોગ્ય કાલાવાલા અને આજ્ઞા રાજી થઇને માનવાં જોઇયે.

એકઠાં ઉછરેલાં, એક ભાણે જમનારાં, એક રમત રમનારાં અને એક મા તથા એક બાપની પ્રીતિથી ઉછ-રેલાં એવાં ભાંડુઓએ સદા એક બીજા ઉપર પ્રીતિ રાખવી જોઇએ. જો તેઓ એ પ્રમાણે પ્રીતિ રાખશે, તો માલુમ પડશે કે તેમની મનોવૃત્તિ સારીછે, તથા તેઓ બીજાઓને વાહાલાં લાગવા યોગ્ય છે. પણ જો તેઓ વઢી પડીને કજીઓ કરે, તો તેમની ચાલ એવી તો લોક વિરૂદ્ધ અને દુષ્ટ માલુમ પડશે કે બીજાં સર્વ લોકને તેમનું મોહો નહી ગમે. જે ભાંડુઓ એક બીજા ઉપર હેત રાખેછે, તેઓ જ્યારે મોટાં થાયછે ત્યારે એક બીજાના

કલ્યાણની વૃદ્ધી કરવામાં પણ વખતે ઘણાં કામે આવેછે. એ કારણને માટે બાળપણમાં તેઓએ જેમ બને તેમ સંભાળ લઈને એક બીજાની મમતા વધારવી જોઈએછે.

## શિકંદર બાદશાહ અને તેની મા.

માબાપ ખરાબ સ્વભાવનાં અને હઠીલાં હોય તોપણ છોકરાંઓએ તેમનો સત્કાર કરવો, તથા તેમનું હરકાંઈ ખમી રેહેવું. શિકંદર બાદશાહની મા ઓલિમ્પિઅસ હતી તેને કારભાર કરવો ગમે એવો સ્વભાવ હતો તથા પોતાના પુત્રને ઘણી ઈજા દેતી હતી. તોપણ એ બાદશાહ એશિઆ ખંડમાં દેશો જીતવામાં મંડ્યો હતો, ત્યારે પોતાની મમતાના ચિન્હો બતાવવા સારૂ જે જે લુટ મળતી તેમાંથી ઘણાં એક મોટાં નજરાણાં તેના ઉપર મોકલે. તેણે પોતાની માની એટલીજ માત્ર વિનંતી કીધી કે તમારે મેહેરબાની કરીને રાજકારભારની ખટપટમાં હાથ ઘાલવો નહી, અને મારો કારભારી અન્તીપેતર છે તેને સ્વસ્થપણે રાજકારભાર ચલાવવા દેવો. જ્યારે તેણીએ શિકંદર ઉપર એ વિનંતીનો તિક્ષણ જવાબ મોકલ્યો ત્યારે તેણે નમ્રતાથી સહન કીધો, પણ તેનો પ્રતીઉત્તર તીક્ષણ શબ્દે લખ્યો નહી. પછી તે પેલા કારભારીને ઘણીજ કાએર કરવા લાગી, ત્યારે એક પ્રસંગે તેણે શિકંદરને બેદયુક્ત શબ્દોથી તેની ફરીયાદના કાગળ લખ્યા. શિકંદરે એટલોજ ઉત્તર વાળ્યો:—"તે અન્તીપેતરને ખબર નથી કે મારી માનું એક આંસુ તેના છરોં પત્રોને ધોઈ નાખવાને સમર્થ છે."

## માનો ગુણ. ભાગ ૧.

પારણું પોઢવું કડું ખાજુ ખમા મુક્તિ.

### ભુજંગી છંદ.

હતી હું સુતી પારણે પુત્રી નાની,
રડું છેક તો રાખતી કોણ છાની;
મને દુખી દેખી દુખી કોણ થાતું,
મહા હેત વાળી દયાળીજ મા તું. ૧.
સુકામાં સુવાડે ભીને પોઢી પોતે,
પીડા પામું પંડે તજે સ્વાદ તો તે;
મને સુખ માટે કડું કોણ ખાતું,
મહા હેત વાળી દયાળીજ મા તું. ૨.
લઈ છાતી સાથે બચી કોણ લેતું,
તજી તાજું ખાજું મને કોણ દેતું;
મને કોણ મીઠાં મુખે ગીત ગાતું,
મહા હેત વાળી દયાળીજ મા તું. ૩.
પડું કે ખડું તો ખમા આણી વાણી,
પડે પાપણે પ્રેમનાં પુર પાણી;
પછી કોણ પોતા તણું દુધ પાતું,
મહા હેત વાળી દયાળીજ મા તું. ૪.
મને કોણ કેતું પ્રભુ ભક્તિ જુક્તિ,
ટળે તાપ પાપે મળે જેથી મુક્તિ;
ચિતે રાખી ચિંતા રડું કોણ આતું,
મહા હેત વાળી દયાળીજ મા તું. ૫.

## માનો ગુણ. ભાગ ૨.

### ભુજંગી છંદ.

તથા આજ તારૂં હજી હેત તેવું,
જળે માછલીનું જડયું હેત જેવું;
ગણિતે ગણ્યાથી નથી તે ગણાતું,
મહા હેત વાળી દયાળીજ મા તું. ૬.
અરે એ બધું શું ભલું જઈશ ભુલી,
લીધી ચાકરી આકરી જે અમુલી;
સદા દાસ થઈ વાળી આપીશ સારૂં,
મહા હેત વાળી દયાળીજ મા તું. ૭.
અરે દેવના દેવ આનંદ દાતા,
મને ગુણ જેવી કરે મારી માતા;
સમો વાળવા જોગ દેજે સદા તું,
મહા હેત વાળી દયાળીજ મા તું. ૮.
શિખે સાંભળે એટલા છંદ આઠે,
પછી પ્રીતથી જો કરે નિત્ય પાઠે;
રીઝી દેવ રાખે સુખી સર્વ ઠામે,
રચ્યા છંદ રૂડા દલપતરામે. ૯.

---

## સાક્રેટિસ અને તેનો છોકરો.

એક દિવસે સાક્રેટિસે પોતાના છોકરાને ઘણો ચીરડાઈને પોતાની મા સાથે બે અદબ થતાં જોયો. સાક્રેટિસને સારી પેઠે ખબર હતી કે મારી બાયડી હઠીલી અને ખ-

રાબ સ્વભાવની છે, તથા તે છોકરાને વારેઘડીએ કંટાલો આપેછે. તોપણ તેણે વિચાર કીધો કે છોકરાએ પોતાની માની સામે થવા શીખવું જોઇએ નહીં. માબાપ ગમે એવા સ્વભાવના હોય, તોપણ છોકરાંઓએ તેમની સાથે બેઅદબ થવું નહીં, એવો વિચાર કરીને તેણે પોતાના છોકરાને એકાંત તેડી શિખામણ દેવાનો નિશ્ચય કર્યો. છોકરાને તેડી નીચે મુજબ તેની સાથે સવાલ જવાબ કરીને તેની ખાતરી કરી આપી કે તે ફરી કદી પોતાની માની સામે થાય નહીં. છોકરો પણ સમજુ હતો તેથી પોતાના બાપની શિખામણ તેના મનમાં ઉતરી, અને ફરી તે કદી પોતાની માની સામે થયો નહીં.

**સાક્રેટિસ**—માહારા વાહાલા દિકરા જરા મારી પાસે આવી જા. મને તાહારી સાથે કાંઈ વાત કરવી છે.

**છોકરો**—કેમ બાવાજી શું હુકમ છે?

**સા૦**—બેટા તેં કોઈ વખતે નીમકહરામ માણસો વિશે કાંઈ સાંભળ્યું છે વારૂ?

**છો૦**—ઘણી વખત, બાવાજી.

**સા૦**—તો મને કેહે વારૂ, કે નીમકહરામી એટલે શું?

**છો૦**—કોઈએ આપણા ઉપર ઉપકાર કર્યો હોય, તે વીસરી જઈને જ્યારે વખત આવે ત્યારે તેનો બદલો આપવાને બદલે તેથી કાંઈ ઉલટું જ કરીએ, અથવા ઉપકારને બદલે અપકાર કરીયે તેને નીમકહરામી કેહેછે.

**સા૦**—વારૂ ત્યારે આ દુનિયામાં છોકરાંઓ ઉપર તેમનાં માબાપોનો જે ઉપકાર થાયછે તે કરતાં કોઈ બીજાં માણસોનો તેમના ઉપર વધારે ઉપકાર થાયછે વારૂ?

છો૦—હું નહી ધારતો કે છોકરાંઓ ઉપર તેમના મા બાપ કરતાં વધારે ઉપકાર કોઈ બીજાં માણસોનો થતો હોય, શા માટે કે માબાપો વડેજ છોકરાંઓ આ દુની-યામાં સુખી અને આબરૂ ભરેલાં રેહેછે. તથા માબા-પથી તેમને સારી બુદ્ધી મળેછે તેથીજ તેઓ આ સંસા-રમાં પોતાનો ગુજારો આબાદાનીથી ગુજારે છે.

સા૦—જ્યારે એમજ છે ત્યારે તું શા માટે તારી પોતાની મા સાથે આટલો બધો ચીરડાઈ તેની સામો થાયછે.

છો૦—તમો કોહોછો એ ખરૂંછે બાવાજી, પણ તમો વિ-ચાર કરી જુવો કે મારી મા જેવી હઠીલી અને ખરાબ સ્વભાવની માની સામે થયા વગર કોણ રહી શકે? બીજી સઘલી માતાઓના કરતાં મારી માની જીભલી એટલી તો ચાલેછે કે તે કોઇ છોકરૂં સહન કરી શકે નહીં.

સા૦—ખરી વાત છે બેટા, પણ તને ખબર છે કે તેં નાનપણમાં તારી એજ માને કંટાળો આપ્યોછે? જે-વારે તું બાળક અને અશક્ત હતો, જ્યારે તારામાં કશી વાતની સમજ હતી નહીં, અને વારે ઘડીયે તું જરા જરામાં ચીરડાઈ એકેદમ રડીને તારી માને બેહદ કંટાળો આપતો હતો, તે સઘળું તેણીએ કેવી રીતે ખમ્યુંછે તેની તને કાંઈ ખબરછે? જ્યારે તું માંદો પડતો અથવા તને કાંઈ વાતની અડચણ થતી ત્યારે તારે વાસ્તે તારી એંજ માએ કેટલું દુઃખ ભોગવ્યુંછે તેનું તને કાંઈ ભાન છે? કેટલીએક વખતે તારે વાસ્તે તેણીએ પોતાના સઘળાં સુખ દુઃખ એક કોરે નાખ્યાંછે, અને કેટલાક દિવસ સુધી તારી એજ માએ તારે વાસ્તે રાતની ઉંઘ અને દિવસની ભુખ

તજીછે તેનો તને કાંઈ પણ ખ્યાલછે વારૂ? વાસ્તે મારા પ્યારા બેટા તું ધીરજથી જો વિચર કરશે તો તને માલુમ પડ્યા વગર રેહેવાનું નથી કે એ માએ આટલાં બધાં દુઃખ ખમી તારા ઉપર જે બેહદ ઉપકાર કર્યાછે તેનો પાડ વાળવાને તારી માતું ગમે એટલું પણ દુઃખ તું ખમે તો. તે બસ થનાર નથી. તે સાથે વળી લોકોમાં જ્યારે એ વાત માલુમ પડે કે તું પોતાની માનો ઉપકાર વીસરી જઈ તેણીની સામે થાયછે, તો પછી લોકો તારા ઉપર વિશ્વાસ રાખી તને જોખમ ભરેલાં કામો કેમ કરીને સોંપે? માટે મારા પ્યારા દીકરા આ વાત ઉપર ધ્યાન પોંહોંચાડી હવે પછી કોઈ દાહાડે એવી ચાલ ચલાવતો મા કે જેથી તારા ઉપર નીમકહરામ થવાની અથવા ઉપ-કારને બદલે અપકાર કરવાની બદનામી આવી પડે.

## पितानी सेवा. भाग १.

છડા હું હતો છોકરો છેક છોટો,
પિતા પાળી પોષી મને કીધ[1] મોટો;
રૂડી રીતથી રાખતા રાજી રાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૧.
ચઢી છાતીએ જે ધડી મુછ તાણી,
કદી અંતરે રીસ આપે ન આણી;
કહ્યું મેં મુખે તે કર્યું હાજી હાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૨.

---

[1] કીધો.

મને સારિ શિક્ષા શિખાવી સુધાર્યો,
વળી આપિવિદ્યા વિવેકે વધાર્યો;
ભલી વાતના ભેદ સીધા દીધાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૩.
કદી કોટી કોટી સહી કષ્ટ કાયા,
મને છાતીમાં લૈ કીધો છત્ર છાયા;
અતિ પ્રાણથી પ્યાર જે આણતાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૪.
મને દેખિ અત્યંત આનંદ લેતા,
મુખે માગી વસ્તુ મને લાવિ દેતા;
પુરા પાડ ભુલે તે તો પુત્ર પાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૫.
વડા વાંકમાં આવું તો રાંક જાણી,
દીધો દંડ દેતા દયા દીલ આણી;
તજી સ્નેહ દેહે ન દીધી પીડાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૬.

## पितानी सेवा. भाग २.

| લાવ | સમજવું | નિરખવું |
|---|---|---|
| જગંનાથ | હયાતી | સેવના |

ભણાવી ગણાવી કીધો ભાગ્યશાલી,
તથા તુચ્છ જેવી બુરી ટેવ ટાળી;
જનો મધ્ય જેથી રહી કીર્તિ ગાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૭.

લીધો લાવ ને લેશો જે લાવ સારો,
ગણું ગુણ હું તાત તે તો તમારો;
સદા સુખસારૂ ઉપાયો સજ્યાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૮.
મને નિરખતા નેત્રમાં નીર લાવી,
લઈ દાબતા છાતી સાથે લગાવી;
મુખે બોલતા બોલ મીઠા મીઠાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૯.
હતો બાળ હું આજસુધી અજાણ્યો,
ઉરે આપનો ગુણ એકે ન આણ્યો;
હવે હું થયો જાણી તો આજ આ જી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૧૦.
જગંનાથજી જીવતો રાખશે જો,
હયાતી તમારી અમારી હશે જો;
કરૂં સેવના દિલ સાચે સદાજી,
ભલા કેમ આભાર ભુલું પિતાજી. ૧૧.
ભણે ભાવથી જે ગણે છંદ સારા,
પિતુ ભક્તિ પામી ન થાશે નઠારા;
રૂડું જ્ઞાન લઈ લાગશે શુભ કામે,
રચ્યા છંદ રૂડા દલપતરામે. ૧૨.

## કાગડો જેણે મોરના પીછાં શરીરમાં ખોસ્યાં હતાં તેની વાત.

કોઈ એક કાગડાએ ગર્વથી એવો વિચાર કીધો કે મને મોરના જેવો સુંદર પક્ષી થવાને તેના જેવો પોશાક મળે

એટલે બીજી કશી કસર રહી નહી. આ ડાહપણ ભરેલી કલ્પનાથી ફુલીને તેણે તે જાતના અતિ સુંદર પીછાં એકઠાં કરી પોતાના શરીરમાં ખોસ્યાં; અને એ પારકો પોશાક પેહેરીને પોતાના જુના સોબતીઓને છોડીને મોરમાં ગણા- વવાનો પ્રયત્ન કીધો. પણ તેવાં ભલાં પ્રાણિઓ સાથે મળી જવાનો યત્ન કરતાંજ લેંહેકાતી ચાલ ઉપરથી તે ઢોંગી પકડાઈ ગયો. તે મોરને માઠું લાગ્યું, તેથી પોતાના સ્થિતિ ભ્રષ્ટ થએલાં પીછાં તેનાં શરીરમાંથી ટુંપી કાહાડીને તુરત તેની શોભા ખુંચી લીધી, અને તેને કેવળ કાગડો બનાવીને તેના સોબતીઓમાં હાંકી મેલ્યો. તેઓએ પણ તેજ પ્રમાણે તેનો ધિક્કાર કીધો, અને તેનો તિરસ્કાર તથા હાંશી કીધી. આ જે સજા એને થઇ તે યોગ્યજ થઇછે.

## સાદું ખાધામાં મોહોટી મોજ.

મિષ્ટાન્ન ખાધાથી જે આનંદની વૃદ્ધી કરવાને ધારીયે છૈયે તેજ આનંદને તેથી ઉલટો બિગાડ થાયછે, કેમકે સાદો ખોરાક ખાઇને સારી ભુખ તૃપ્ત થયાથી જે આનંદ થાયછે તેની ખબર, જે મિષ્ટાન્ન ખાધામાં મંડયા રેહેછે, તેમને કદી પડતી નથી. આર્ટાસેર્કસીઝ ન્મીમોન નામના ઈરાન દેશના પાદશાહ વિશે એવું કેહેછે કે, જ્યારે તે પોતાના શત્રુઓ આગળથી નાહાસી ગયો, અને તેને સુકાં અંજીર તથા જવાની રોટલી ખાવી પડી ત્યારે તે કેહેવા લાગ્યો કે "આહા! આજ લગી હું કેટલા બધા આનંદથી અજાણ્યો હતો."!

# ગેંનડો.

એ જાનવર એશીઆ અને આફ્રિકા ખંડનાં જંગ-લામાં વસેછે. તેની એક કરતાં વધારે જાત આવેછે. કોઇને બે સિંગડાં હોયછે અને કોઇને એકજ હોયછે. ગેંનડા દેખાવમાં ઘણો બીહાંમણો છે. તે જોરાવર અને લડાયક દીસેછે, તેહેનાં મ્હોડાં ઉપરથી હેવું સિદ્ધ થાયછે કે જાણે હવડાં તે ધુસ્સાથી આપણને ફાડી ખાસે. તેનું આખું શરીર એક હાથી જેવું ભારી માલુમ પડેછે, અને તેનું અતિ ઘણું લાંબું સિંગડું આપણને બીહીવડાવેછે, તોપણ તે ઘણું કરીને કોઇને ઇજા દેતું નથી. પણ જો તેને કસી રીતે દુખ પોંહોચ્યું હોય તોજ તે પોતાના દુશમનને આજેજ કરેછે. પોતાના હાથીના જેવા ઠીંગણા અને જાડા પગને જમીન ઉપર જોરથી રાખી સામાના લડ-નારને મજબુત પકડેછે. તે પોતાનું માથું નીચું કરેછે, અને પોતાનું નાશકારક સિંગડું તેનાં બદનમાં ભોંકેછે. એ રીતે ગેંનડા પોતાનાં સિંગડાંએ કરી હરાંમીઓથી રક્ષણ પામેછે. ગેંનડા જંગલોમાં ચરી કુંમળાં ઝાડો ખાઈ પો-તાનું ગુજરાંન કરેછે. પોતાનો હાથીની સુંડના જેવો ઉપલો હોઠ ઝાડની ડાળીઓ તરફ ઊંચો કરેછે, અને એક પછી એક ડાળી પાતરાં સુધાં તોડી કાહાડીને ધીમે ધીમે ખાંયછે. સઘળી ડાળી થઈ રહ્યા પછી ઝાડનાં થડને પણ તે રેહેવા દેતો નથી, પણ પોતાનાં લાંબાં સિંગડાંથી તેના કટકા કરી સર્વે ભક્ષ કરી જાયછે. ગેંનડાનાં બદ-નની ચાંમડી ઘણી જાડી અને બાળ વગરની હોયછે;

તે ઘણેક ઠેકાંણે કરચલી વળી ગયેલી હોવાથી ચાંમડાંનો દેખાવ જાળના જેવો માલુમ પડેછે. ચાંમડી કેટલએક ઠેકાંણે એટલીતો સખ્ત હોયછે કે તેમાં સીસાની ગોળી પણ લાગી શકતી નથી. તેનું માથું ઘણું મોટું હોયછે અને તેના ચેહેરાનો આકાર ત્રિકોણ જેવોછે; તેની આંખ ઘણી નાંની છે, લાંબાં નાંખ ઉપર એક ટેકરો આવેછે, અને તેના ઉપર બેથી તે ચાર ફીટ લાંબું સિંગડું હોયછે. એ સિંગડું સીધું હોતું નથી; પણ તે ઉપરથી વળેલું હોયછે; અને તેની ટોંચ ઘણી બારીક અને મજબુત છે જેથી તેનો બચાવ થાયછે. તેના પગ ઠીંગણા અને જાડા છે અને દરએક ખડી ઉપર ત્રણ નખરિયાં હોયછે. તેની પુછડી ટુંકી અને જાડીછે. આફ્રિકાના જંગલી રેહેવાશીઓ તેનું માસ મેળવવા સારૂ સેકાર કરેછે. તેની જાડી ચાંમડીની સુંદર અને ટકાઉ "વાકીંગ ઇસ્ટીક" બનેછે. ગેંનડાનું લાંબું અને ડરાંમણું સીંગડું જે તેનું હથિયાર છે, તે પણ કાંઇ અમસ્થું પડી રેહેતું નથી. સીંગડાંના નાંધલા બાકસો બનાવેછે, અને પાણી પીવાના પ્યાલા પણ તેનાજ બનેછે.

---

## કેળ.

બાઈ તમોએ કેળાંતો જોયાં હશેની વારૂ? એ કેળાં કેળનાં ઝાડ ઉપર થાયછે. એનું થડ ઘણું નરમ અને લીસું સાખાદાર હોયછે. કેળની ઉપર મોટાં અને લાંબાં પાતરાં આસરે હડી અથવા ત્રણ ફુટ લાંબા હોયછે કે જે

પાતરાં થાળીની જગોએ ખાસું ખાવાનાં કામમાં આવેછે. એ કેળનાં ઝાડનાં પાતરાં બીજાં ઝાડનાં કરતાં મોટાં થાયછે. એ જાતનાં ઝાડનાં પાતરાં આઠ અથવા દસનો જથ્થો સાથે ઉગી નિકળેછે. એનાં પાતરાંની વચ્ચે જાડો દાંડો હોયછે, અને ઉગ્યા પછી આસરે સોળ મહિને તેના ઉપર ફળ આવવા માંડેછે કે જેને કેળાં કરીને આપણે કહીયે છૈયે. એ કેળાંના જથ્થાને લુંમ કરીને કેહેછે કે જેમાં ૧૫૦) ને આસરે સુધી કેળાં થાયછે. આવી ટુંક મુદતમાં એટલાં બધાં ફળ કોઈ બીજાં ઝાડ ઉપર થતાં નથી. ફળ આવ્યા પછી આ ઝાડ મરી જાયછે, પણ વળી તેની બાજુએથી બીજા નવા પીળા ફુટેછે કે જેથી નવાં ઝાડ ઉગી નિકળેછે. આ ઝાડ ગરમ દેશોમાંજ થાયછે અને તે દસ યા બાર ફીટ સુધી ઊંચું હોયછે.

કેળાં ઘણી જાતના થાયછે, અને આપણી પડોસમાં વસઈ નાંમે કોકણ જીલામાં એક કસબોછે ત્યાંથી ઘણી એક જાતના કેળાં આવેછે, જેવાં કે સુનેરી, લાલ, લિલી છાલના, તાપડીયાં, કુંકણી ઈત્યાદિ. એમાં સુનેરી તથા લાલ કેળાંની છાલ ઘણી પાતળી હોયછે. એ ફળ ખાધામાં ઘણાંજ લેહેજતદાર હોયછે. તાપડીયાં અથવા કુંકણી કેળાં લાંબાં અને જાડી છાલના હોયછે. તેની વચમાં જાડી નસો હોયછે. આ ઝાડ જ્યાં ઉગેછે ત્યાં તેના ઉપર બારેમાસ ફળ આવતાં નથી. મુંબઈમાં લાલ તથા સુનેરી કેળાં થાયછે. કુંકણી પાકેલાં કેળાંને સુકવ્યાં હોય તો જ્યારે જોઈયે ત્યારે ખાવાના કામમાં આવેછે.

આ કેળાંઓમાંથી કેટલીએક જાતનાં કેળાંની તરકારી

બનાવેછે. એ કેળાંમાં સુકો મેવો જેવો કે બદાંમ, ચારોળી, ખસખસ, દ્રાક્ષ, જાયફળ, એળચી તથા લવંગ અને લેહેજતને વાસ્તે ખાંડ તથા સાકર સાથે ભેળીને તેને તળી કાહાડીને કેળવાઈ બનાવેછે. કેળું જાતે ઘણું ધાતુપુષ્ટ છે. અમેરિકાખંડના કેટલાક લોકોની મુખ્ય ખાવાની જીનસ કેળાં છે. એનાં ઝાડનાં પાતરાં તથા તેની વચ્ચેની દાંડીમાંથી તથા થડમાંથી જે રેસા નિકળે છે તેનાં દોરડાં બનાવેછે.

---

## ईश्वर प्रार्थना.

ભૂમી તીક્ષ્ણ ભાણ ગુપ્ત નેણ

### દોહરા.

જેની શક્તીથી થયાં, ભૂમી જળ ગિરિ આકાશ;<br>
જશ જેના બહુ વળી, વંદૂ તે અવિનાશ. ૧.<br>
ચંદ્ર સૂર્ય ગ્રહની ગતી, રાત્ર દિવશ રૂતુ સાર;<br>
ધાતુ ઝાડ જનાવરો, સહુને તુજ આધાર. ૨.<br>
તજવીજો સંસારમાં, કીધી શી ભગવંત !;<br>
પરઉપકાર ચતુરાઈમાં, ડાહપણમાં તું અનંત. ૩.<br>
તુજ નીતીના રાજમાં, પાળ મને પરમેશ;<br>
સદ્ગુણમાં હરઘડિ રમું, એજ કરવ ઉદેશ. ૪.<br>
અપરાધી પાપી ઘણો, કરૂં હું નિર્લજ કામ;<br>
તે સહુથી ઉગાર તું, કરગરિ કહું સતનામ. ૫.

---

## ઈશ્વર સઘળું જુએ છે.

### દોહરા.

સર્વ શક્તિ ધરી તેં હરી, તીક્ષ્ણ આંખથી જોય;
બને વાત બહુ ખુણમાં, દીલ ગુફામાં હોય. ૬.
જેને જાણૂ ગુપ્ત બહુ, તેનો નહીં તું અજાણ;
છાના કામ નિહાળતો, જબરો જગનો ભાણ. ૭.
જે જે પાપ કરૂં સહુ, ભણું હૂં ભુંડાં વેણ;
તેને રે નોંધી કરી, કરે તું કરડાં નેણ. ૮.
મુઆ પછી ઇનસાફમા, વંચાએ સહુ જેહ;
જેમ ઉચ્ચારો અહિં કસ્યા, પુણ્ય પાપના તેહ. ૯.
ઓ બાપ કર માફ તું, બેશરમા મુજ કામ;
શૂં મ્હોડું લઈ આવું હૂં, પગ પાસે શુભનામ. ૧૦.
પાપ કરૂં હૂં નહિ કદી, એ મારો ઠેરાવ;
કાંકે પ્રભુ પળ પળ તણો, જોએ ગુપ્ત બનાવ. ૧૧.

નર્મકવિતા.

---

## ફરીથી તજવીજ કરો.

એક દિવસ ડાસાભાઈ તથા તેનો બાપ ફરવાને નિકળ્યાં, અને પોતાની સંગાથે એક પતંગ લઇને મેદાંન તરફ ગયા; ત્યાં તેઓએ પતંગ ઉરાડવાની તજવીજ કીધી. ડાસાભાઇએ પેલાં પતંગની દોરી હાથમાં પકડી. બાપે પતંગ હાથમાં લીધો, અને કેટલેક દુર જઇને પતંગ ઉરાડવાને હવામાં છોડી દીધો; પણ ડાસાભાઇનું ધ્યાન તે

વખતે પતંગ ઉપર બરાબર નહીં રેહેવાથી તે પતંગ પાછો જમીન ઉપર પડ્યો. ત્યારે બાપે ફરી તેને ઊંચકી આપ્યો અને ઉડતો કીધો. હવામાં તે પતંગ ઊંચે ઉડેછે, એટલામાં છોકરાએ બેદરકારપણે તે પતંગની દોરી ઢીલી મેલવાથી પતંગ ડોલા ખાતો પાછો જમીન ઉપર પડ્યો; તેથી બિચારો ડોસાભાઈ નાશીપાસ થઈ ગયો, અને પોતાના બાપને કેહેવા લાગ્યો કે "બાપા હવે તજવીજ કરવી ફોકટ છે. તમો જુવોછો કે આટલી તજવીજ કર્યા છતાં તે પાછો જમીન ઉપર પડ્યો." બાપે જવાબ દીધો જે "દીકરા તમારે એથી નિરાશ થવું નહીં. ચાલો આપણે ફરીથી તજવીજ કરીયે. તમે દોરી પકડો તેમાં હવે વધારે સંભાળ રાખજો." એવું કહીને તે પતંગ બાપે હવા ઉપર ઉરાડ્યો તેથી પેલો પતંગ હવામાં સારી રીતે ઉડવા લાગ્યો. તે જોવાને ડોસાભાઈ જરા ઉભો રહ્યો અને પેલા પતંગને જોઇને ઘણો આશ્ચર્ય થવા લાગ્યો. એમ કરતાં હાથમાંની દોરી ઢીલી પડી ગઈ, અને પતંગ આગમજની પેઠે પાસેનાં ઝાડ ઉપર જઈ પડ્યો; અને ડોસાભાઈ ઘણું પણ ખેંચે, પણ તે ઉડે નહીં તેથી તે બિચારો નાશીપાસ થઇને બાપને કેહેવા લાગ્યો કે:—"બાપા હવે આ પતંગ ઉડવો તો ઘણો મુશ્કેલ છે." બાપ બોલ્યો "મારા પ્યારા દીકરા તમે આકલા મા થાઓ. ફરીને તજવીજ કરો. ચાલો આવો હું તમને ઝાડ ઉપરથી કાડી આપું." એવું કહીને બાપે ઝાડ આગળ જઈ તે પતંગ ડાંખળીથી છુટો કરી આપ્યો, અને પોતાના છોકરાને કહ્યું, ચાલો "આવો ફરીને તજવીજ કરો. આપણે આ પતંગ ઉરાડીએ." એવું કહીને પોતે તે પતંગ ફરીને

હવામાં ઉરાડયો. તે પતંગ એટલો તો ઉંચે ચડયો કે તે છોકરાના હાથમાંની સઘળી દોરી ખપી ગઈ, અને તે પતંગ હવાથી વધારે ખેંચાવા માંડયો. એવું જોઇને તે છોકરો કેહેવા લાગ્યો જે "બાપા જો એક કોસ લાંબી દોરી હતે તો તે પણ ખપી જતે. આહા! આ પતંગ કેવો સુંદર ઉડેછે? એમાં કેવી મજાહ લાગેછે!" બાપે જવાબ દીધો "દીકરા તમે કહોછો તેમ મને પણ ઘણો આનંદ લાગેછે; પણ એથી તમે કાંઈ શીખ્યા? પ્યારા દીકરા તમે એ પતંગ ઉરાડતી વખત કેટલા નારાજી થયા હતા પણ ફરી ફરીને તજવીજ કીધાથી તમે આ પતંગ ઉરાડી શકયા, અને તમને ઘણો આનંદ થયો; તેમજ હરેક કામ કરતી વેળા જો તમને હઘરૂં લાગે તો તેથી પાછા હટવું નહીં; પણ ફરીને તજવીજ કરવી એવો તમારા મનમાં હમેશા વિચાર રાખીને કાંમ કરવું કે જેથી શેવટે તે કામ પાર પડયા વગર રેહેશે નહીં; અને તેથી તમને આનંદ થશે."

## વિદ્યાનો અભાવ.

એક છોકરો વિદ્યાભ્યાસનો ઉદ્યોગ મુતલક ન કરતો અને પોતાની મરજીમાં આવે તે પ્રમાણે વખત ફોકટ ગુમાવતો હતો, અને વડીલોની ખરી શિખામણનો તિરસ્કાર કરીને નઠારા લોકોની સોબતમાં ફરતો હતો. પછી તે મોટો થયો ત્યારે અન્ન વસ્ત્ર મળે નહીં માટે મહીનાના સાત રૂપૈયા કબુલ કરીને એક ઠેકાંણે ચાકર રહ્યો, તેથી શરીરને ઘણી મેહેનત પડવા લાગી. પછી તે એક દિવસે

પોતાના ભાઈ પાસે જઇને તેને ગરીબાઈથી પુછવા લાગ્યો, કે "મોટા ભાઈ તમને થોડી મેહેનતે સો બસો રૂપૈયા મળેછે, અને હું તો આખો દિવસ કામ કરૂંછું તથા તમારા કરતાં મેહેનત પણ મને ઘણી છે, તોપ્એ મને સાત આઠ રૂપૈયાથી કાંઈ વત્તું મળતું નથી, એનું કારણ શું હશે વારૂ?" ભાઇએ ઉત્તર વાળ્યો, "અરે તેં નાનપણમા વિદ્યાનો અભાવ કર્યો. વિદ્યા શિખ્યો નહીં, માટે સંકટમાં પડયોછે. અને હું ઘણી મેહેનત કરીને વિદ્યા શિખ્યો તેથી હમણાં મને સારો રોજગાર મળ્યોછે. મેં વિદ્વાનોનાં મુખથી સાંભળ્યું છે કે, જે કોઈ વિદ્યાની સેવા કરશે તેને વિદ્યા કેહેછે કે હું ભાગ્યવંત કરીશ. તેં પેહેલાંથીજ વાત ગમાવી, હવે પુછયાથી ફાએદો શો?"

સારાંશ—જે છોકરા અથવા છોકરીઓ નાનપણમાં વિદ્યાનો અભાવ કરેછે અને માતા પિતાની અવજ્ઞા કરીને, અને સ્વચ્છંદપણે ચાલીને પોતાનો વિદ્યા ભણવાનો વખત ફોકટ ગમાવેછે, તેઓ મોટપણે દુઃખ પામીને ઘણા બેઆબરૂ થાયછે. એ માટે વિદ્યાનો અભાવ કોઇએ પણ કરવો નહીં.

---

## ભણવાવીશે.

### ગરબી.

દરિયા ભણો ભણો રે ભણો ભણો—ટેક.
હાંરે જે કોઈ ભણી સમજણા થાશે,
તેના વેમો સમૂળા જાશે રે—દરિઓ૦

હાંરે જે કેઈ ભણ્યા વિના દિન ગાળે,
હાથો મૂકે પશ્ચાર્થને કપાળે રે—દેશિઓ૦
હાંરે જે કોઈ ભણ્યા વિના સુખ જાચે,
તે તો હોરે બહુ દુઃખ કહું સાચે રે—દેશિઓ૦
હાંરે કરો ભણવે વિચાર નહીં ઊંઘો,
દઈ વીવેકમાણુ મંત ગૂંદો રે—દેશિઓ૦
હાંરે તમે ભણી છકેલ ના થાશો,
ખરેખાતે પાછળ રહી જાશો રે—દેશિઓ૦
હાંરે ઝટ્ટ જાગો હવે સહૂ લોકો,
તમે છતે શૂરે ન વાળો ચોકો રે—દેશિઓ૦
હાંરે દેશાવેશો નથી કાંઈ ખોટા,
તમે ખોટા થયાથી ખોયા લોટા રે—દેશિઓ૦
હાંરે કરો હુંનર વધારિ દેશ તાજે,
બુદ્ધી રૂઢી ન છોડવે લાજો રે—દેશિઓ૦
હાંરે તમે નીતે નીતીમાન થાજે,
ધર્મચંબૂ કટાઓ ધસિ સાજેરે—દેશિઓ૦
હાંરે સહૂ સંપે સદા બહૂ રોહો,
ફળો પામો રૂડાં જે કોહોરે—દેશિઓ૦
હાંરે ધર્મ રાજા રૈયતના સમજે,
પછી માંહોં માંહે ઝંપ જમજે રે—દેશિઓ૦
હાંરે તમે દરબારી કામમાં પેશો,
અભિમાનો જગાવી માન લેશો રે—દેશિઓ૦
હાંરે હક ટેકો પોતાના જાંણો,
ખરી સ્વતંત્રતા યશ આણો રે—દેશિઓ૦

હાંરે હવે વળગો ભમણાવતી કામે,
ચીતે કરો મેનત આઠ જામે રે—દેશિઓ૦
હાંરે દાઝ લાવી નર્મદ હું બાંખું,
વટ જાય ઉઠો કેમ સાંખું રે—દેશિઓ૦

નર્મકવિતા.

## હાથ્થી.



હાથ્થી જોરમાં તથા શરીર સઘળાં ભૂચરો કરતાં શ્રેષ્ટ છે; તથા ડહાપણમાં તો કેવળ માણસથીજ ઉતરતો છે. એ પ્રાણી એશિયાખંડમાં તથા આફ્રિકાખંડમાં પેદા થાય છે. કેપ આફ ગુડ હોપના હાથ્થીની ઊંચાઈ બારથી તે પંદર ફીટ સુધી હોયછે.

એનાં શરીરનાં કદ પ્રમાણે સરખાવી જોતાં એની આંખો ઘણીજ નાની છે; તોપણ તેઓ ચંચળ તથા આબદાર હોયછે. એના કાંન ઘણા પોહોળા તથા લાંબા હોઇને લટકતા રેહેછે; તોપણ તે તેઓને મેહેનત ન પ. ડતાં ઉભા કરેછે; અને પાંખોની પેઠે હલાવીને તેઓવડે પોતે વા ખાયછે, તથા મચ્છર, મગતરાં વગેરેને ઉરાડેછે. તેના કાનનું ઇંદ્રિય જલદ હોયછે. તેને વાજીંત્રના સુરથી

બહુ આનંદ થાયછે. વાજીંત્રની તાલ પ્રમાણે તે પોતાનો પગ ઠોકતાં વેહેલો શિખેછે. તેના નાકનું ઇંદ્રિય પણ તેવુંજ જલદ હોયછે. અને સુગંધીદાર વનસ્પતીનાં વાસથી તેને અતિ આનંદ થાયછે. તેનાં બેઉ જડબામાં ચાર ચાર દાઢો હોયછે. એક એક દાઢ કોઈ કોઈ વાર નવ ઈંચ પોહોળી હોયછે, તે સાડાચાર રતલ તોલે ચઢેછે. તેનાં શરીરનું ચામડું ખરબચડું તથા કરચલી વળેલું હોયછે; અને જુનાં ઝાડની છાલને જેમ ઊંડી ખાંચો પડલી હોયછે, તેમ તેનાં ચાંમડાંને હોયછે. તેનો રંગ કાથવી છે, અને તેમાં ભુરા રંગની ધમક મારેછે.

એ જનાવરના પગ કેવળ જબરા થાંભલા જેવા છે. એક એક પગનો ઘેર ત્રણ ચાર ફીટ સુધીનો છે, અને ઊંચાઈ પાંચ છ ફીટ હોયછે. તેના પગનાં તળિયાં ગોળ વળેલાં હોયછે, તથા તેઓને પાંચ પાંચ આંગળાં હોયછે; પણ ઉપરથી ચાંમડું હોયછે તેથી તેઓ દેખાતાં નથી. તેઓની આગળ એક એક ખરી અથવા નખ હોયછે. તે સિંઘડાની જાતનો હોયછે. તેનું શરીર ગોળ મટોળ હોઈને લઠ્ઠ હોયછે. અને તે ઉપર નિમાળા છેક થોડા હોયછે.

આ ચોપગાં પ્રાણીમાં ઘણુંજ ચમત્કારીક અને સાધારણ એટલે વિશેષ લક્ષણ કહિયે તો એક સુંડ છે; સુંડ એટલે માસની એક નળી છે, તે એ પ્રાણીને વાંકી વાળતાં, ટુંકી કરતાં, લંબાવતાં અને ચોતરફ ફેરવતાં આવડે છે. તે નળીને છેડે દડા જેવું હોયછે, અને તે દડાની ઊપલી બાજુએ આંગળાંને આકારે એક અણી હોયછે, તે અણી વડે ભોંય ઉપરથી છેક નાનામાં નાનું નાણું તેનાથી

ઊંચકી લેવાયછે, તથા ફુલ, પાત્રાં વીણી લેવાયછે, તથા ગાંઠ છોડાયછે; અને તેની પાસેથી કોઈ છોડાવી શકતું નથી, એટલા જોરથી વસ્તુ પકડી રાખેછે. સુંડને છેડે નસકોરાં હોયછે; તેણે કરીને તે પોતાની તરસ છીપાડવા-સારૂ, અને પોતાનું શરીર ધોવા સારૂ, તથા શીતળ કરવા સારૂ તે પાણી ખેંચી લેછે. તેની નાહાવાની તથા શરીર શીતળ કરવાની એવી રીત છે, કે નસકોરાંવડે એકી વારે પુષ્કળ પાણી ખેંચીને જેમ બંબાના નળામાથી છુટેછે તેમ છોડીને તે શરીર ઉપર ફુવારાની પેઠે ઉરાડેછે.

હાથીનો આહાર ઘાસ તથા ભાજીપાળો છે. હાથી મોટાં મોટાં ટોળાં બાંધીને રહેછે. એકાદ જણને કોઈ વખત ચારો ભરપુર જડે, એટલે તે પાધરોજ ચીસ પાડીને બીજા પોતાના સોબતીને ચેતવણી કરેછે. તેઓ ખેતરોમાં પેસીને ઘણો બિગાડ કરેછે, અને તેઓ ખાઇને જેટલો બિગાડ કરેછે તે કરતાં શરીરના મોટા ભારથી ખુંદીને ઘણોજ બિગાડ કરેછે. જે દેશમાં હાથી પુષ્કળ હોયછે, તે દેશનાં લોક મોટી બુમો પાડીને તથા પોતાનાં ઘરોની ચારે મેર મોટ મોટાં તાપણાં સળગાવીને તેઓનો ઉપદ્રવ મીટાડવા સારૂ ઘણા પ્રયત્ન કરેછે, એમ છતાં પણ કોઈ કોઈ વાર તેમની યુક્તીને ન ગણકારીને તેઓ માંહે પેસેછે, અને તેમના અનાજ ખાઈ જાયછે. હાથીનું નિવારણ કરવું બહુ કઠણ છે, કેમકે ઉપરા ઉપરી તેઓનાં ટોળે ટોળાં એકદમ ચાલ્યાંજ આવેછે. તેમને ધસારો કરવાનો હોય, અથવા કુચ કરવાનું હોય અથવા નાહાસવાનું હોય, ત્યારે તેઓ એકસંપ થઇને કરેછે.

હાથી ચોપગાં જનાવરો મધે મોટો અને બળવાંન છે ખરો, તોપણ તે જે જંગલમાં તથા વનમાં ઉત્પન્ન થાયછે, ત્યાં તે ક્રૂર હોતો નથી; અને માણસે તેને વશ કર્યા પછી તો તે ઘણો તાબેદાર થાયછે. જેને તેની પીઠ ઉપર ચઢવાની ઈચ્છા છે તેને ચઢતાં સેહેલું પડવા માટે તે પોતાના ઘુંટણ ટેકવેછે. તેના ઉપર કોઈ સાજ નાખવાને જાયછે તો તેમો તે અટકાવ કરતો નથી. અને પોતાના સાજની શોભાથી તે ઘણો આનંદ પામતો હોય એવો દેખાયછે. રથ, ગાડાં, તથા તરેહ તરેહના ભારે યંત્રો તાંણવાનાં કામમાં હાથીનો બહુ ખપ પડેછે. છ ઘોડાથી જેટલો બોજો ખેંચાયછે તેટલો બોજો એક હાથી ખેંચી શકેછે. નદીને પાર જ્યારે પુષ્કળ સામાંન લઈ જવાનો હોયછે ત્યારે એ કામમાં હાથીનો ઘણો ઉપયોગ પડેછે. કામ પડેછે ત્યારે એક દિવસમાં સુમારે સો મૈલ જેટલી મજલ હાથી કરેછે અને ઘણી મેહેનત ન પડતાં નિત્ય ધારા પ્રમાણે પચાસ સાઠ મૈલની મજલ તે સેહજ કરેછે.

## સર્વેથી લાએક આદમી કીયું?

કેટલીએક ઓરતો એકઠી થઈ વાતચિત કરતી હતી. ત્યાં એક ચંચળ અને હુશીઆર સ્ત્રીએ પોતાની બેનપણીઓને સવાલ કીધો, કે "આ દુનીઆમાં સર્વથી પસંદ પડવા લાયક મનુષ્ય કીયું?" એક બોલી કે "ઊંચી નજરવાળું માણસ જેવું બીજું કોઈ નહીં, કારણ કે ઊંચી નજર રાખ્યાથી દરએક સુખી અને સંતોષી થઈ શકેછે." બીજી

બોલી કે "સારા મિત્ર જેવુ બીજું કોઈજ નથી." ત્રીજીએ પોતાની અક્કલ ખુબ કામે લગાડી કેહેવા લાગી કે, "એક સારી પડોસણ જેવું બીજું તેને થોડુંજ ગમેછે." ચોથીનો અભિપ્રાય એવો હતો કે જે ઓરત આગળ પાછળનો વિચાર કરી શકે તે સર્વેથી ઉત્તમ ગણાયછે. એવા એવા શબ્દો ઉપલા સવાલના જવાબમાં બોલાતા હતા, અને તે દરએક જવાબને પેલી અકલમંદ બાનુ રદ કરતી હતી. એવામાં એક ખુણામાંહેથી અવાજ નિકળ્યો કે "સારાં અંતઃકરણ અથવા દિલવાળાં મનુષ્યની બરોબરી કોઈ કરી શકનાર નથી." આ જવાબ સાંભળી પેલી ધણી ખુશી થઈ અને સર્વેને સમજાવવા લાગી કે, સારાં અંતઃકરણવાળા માણસને સર્વથી સારૂં ગણવું; કારણ કે તમોએ સઘળાંએ જણાવેલા ગુણો એવા આદમીમાં એકઠા થએલા માલુમ પડશે. જુઓ જેનું દિલ સાફ અને મોટુંછે તે કેવી સબુરીવાળી અને સંતોષી છે? પોતાની સહીઓ જોડ એક મિત્રતરીકે કેવી સાફ અને નિર્દોષ રીતે ચાલેછે. પોતાના અડોશી-પડોશી સાથે પણ તેનું મોટું દિલ કેવું સલાહ સંપજ રાખવાને ફરમાવેછે? અને ઇશ્વરની આંખમાં તે કેવી પ્યારી હોશેછે? માટે એવા ગુણો સર્વ બેહેનીઓએ પોતામાં રાખવા જોઈએ; અને જેમ આંગ ઉપરથી મેલ ધોઈ નાખી તેને સાફ રાખીએછ તેમજ આપણા અંતઃકરણમાં કાંઈપણ મેલ થયો હોએ તો તે પણ કાહાડી નાખવો કે તેથી આપણો આત્મા પણ સાફ રેહે, અને આ દુનિયાંની મુસાફરી ખુશી ભરેલી રીતે પુરી થાએ.

# મોટાઈ.

એક શેહેરમાં કોઈએક ગરીબ મજુર રેહેતો હતો. તેને રસ્તામાંથી એક કોથળી જડી, તેમાં બસો રૂપીઆ હતા. તે ખબર તેણે શેહેરમાં જાહેર કરી. જે ગ્રહસ્થની કોથળી ખોવાઈ હતી, તેને ખબર પડતાંજ પેલા મજુરને ઘેર ગયો, અને તે રૂપીઆ મારાછે એવી પક્કી ખાતરજમા કરી આપ્યા પછી મજુરે તે કોથલી તેને હવાલે કરી. તે લઇને સંતોષથી તે ગ્રહસ્થે પેલા મજુરને તેમાંથી વીસ રૂપીઆ આપવા માંડયા. તે તેણે લીધા નહીં. પછી દસ આપવા લાગ્યો તે પણ લીધા નહીં. પછી "પાંચ તો લે" એમ કહ્યું તો પણ તે લે નહીં. ત્યારે તે ગ્રહસ્થને રીસ ચઢી અને તે કોથલી ભોંય ઉપર અફાળીને બોલ્યો, "જો તમો મને ઉપકાર વાળવા દેતા નથી તો મારૂ કાંઈજ ખોવાયું નથી." ત્યારે તે ગ્રહસ્થને રાજી રાખવા સારૂ પેલા મજુરે તેની પાસેથી પાંચ રૂપીઆ લઇને તે ગયા પછી તરતજ ભીખારીઓને વેંહેંચી આપ્યા. એ મજુર ગરીબ હતો તે છતાં તેણે ઇનામના રૂપીઆ લેવાને ના પાડી તેથી તેણે પોતાના મનની ખરેખર મોટાઇ દેખાડી.

---

# માણસનું માપ.

ધન મોટી મિલકતની, કરે બડાઈ જેહ;<br>
નહિ સમજ સુખિ કંઈ કહીં, દારૂણ દુખિયો તેહ. ૧.<br>
કંચનની રેતી સહિત, મોટી નદિયો વેહ;<br>
તેને વાડે ખેતરે, કંચન વરસે મેહ. ૨.

પશ્ચિમની લક્ષ્મી સહૂ, તેપર ત્રૂઠી હોય;
જમીન જર ને જોરૂથી, જુવાન તે જો સોય. ૩.
છતે એવિ સમૃદ્ધિયો, કોટી ધનની ફાલ;
મન મોટૂં નહિ જેહનું, તે તુછ સઠ કંગાલ. ૪.
જો ધ્રુવમંડળને અડું, એવો ઊંચો હોઊં;
રતનાગરને મુઠ્ઠિમાં, સહૂ સમાવી જોઊં. ૫.
એમ સર્વને માપું પણ, મૂને માપે મંન;
મારી તુલના મનથકી, સર્વથિ મોટૂં મન. ૬.
પરખાયે જન મંનથી, કંજુસ વા ઉદાર;
પરખાયે જન મંનથી, સજ્જન દુર્જન ધાર. ૭.

નર્મકવિતા.

## અનાંજ.



જે ખોરાક આપણે ખાઇયે છૈયે તેમાંનો ઘણો ખરો પરગણાઓમાં ઉગેછે. પેહેલ વેહેલાં ખેતરોને હોળથી ખેડેછે, એટલે જમીનને ખોદીને ઉથલ પાથલ કરેછે. હોળ એક જાતનું યંત્રછે જેમાં બળદો જોડી તે ખેંચાવેછે, અને

માણસ તેને પકડી રાખીને બરાબર સિધું ચલાવેછે. ખે-
ડુતનું કામ ઘણું તંનદુરસ્ત અને દિલને ખુશી ઉપજાવ-
નારૂં છે. શા માટે કે તે આખો દાહાડો તાજી હવામાં રેહેછે,
અને ખેતી કરવાની મેહેનતથી તેનું શરીર પુષ્ટ થાયછે;
અને કોઈ વખતે તે એટલો તો ખુશી થાયછે, કે તે
ખેતરમાં બળદોને હાંકતી વેળા સીસોડી વગાડતો, અથવા
ગાયન ગાતો ગાતો પોતાનું કામ કર્યો જાયછે. ઈંગ્લાંડ
દેશમાં હોળ ખેંચવાને બળદને ઠેકાણે ઘોડા જોડેછે.

ખેતરો ખેડી રહ્યા પછી એક બીજો માણસ જેને
રોપનારો કરી કેહેછે તે ઘણુંએક અનાજ લઈને આવેછે,
અને પોતાને હાથે ખુલ્લી પડેલી જમીન ઉપર તેને છાંટેછે.
એ કામને વાવણી કરીને કેહેછે. વાવણી કર્યા પછી બીજો
માણસ સમાર લઈને આવેછે, જે સમાર એક જાતનું
ચપટું હથીયાર છે, જેની નીચેની બાજુએ લોઢાના દાંતા
હોયછે. એ સમારને બળદો જોડી ખેંચેછે. ખેતરના સઘળા
ભાગ ઉપર સમાર ફેરવ્યાથી ખેડેલી જમીન ઉપર છાંટેલાં
બીયાં મટોડીથી ઢંકાઈ જાયછે, અને તે બીજ ઉગવાની હાલ-
તમાં આવેછે, અને પછી વધારે અનાજ ઉત્પન્ન થાયછે.

આ સઘળું કામ થઈ રહ્યા પછી, જમીન ઉપર પુષ્કલ
વરસાદ પડેછે, અને પાંણી છેક બીયાં સુધી નીચે ઉતરેછે,
જેથી તે નરમ થઈ ઉગવા માંડેછે. પ્રત્યેક બીજને એક
નાનો ફણગો હોયછે, તે ફણગો સૂર્યની ગરમીથી જલદી
વધેછે, અને તેમાંથી ઘાસની પાંદડી જેવો એક પીલો
જમીન ઉપર નિકળી આવેછે. તે હળુ હળુ ઉંચો વધેછે
અને તેને મથાળે અનાજનું કણસું થાયછે. સૂર્યની ગરમીથી

તે પાકીને પીળા રંગનું થાયછે, ત્યારે તે કાપવા યોગ્ય છે, અને કાપણીની મોસમમાં જે સઘળું પાકેલું હોયછે, તેને કાપણી કરનારા દાતરડાંએ કાપી નાખેછે. ચોમાસું બેસતાં ઘણું ખરૂં અનાજ વાવેછે, પછી વરસાદ પડયાથી અનાંજ ઉગીને મોટું થાયછે, અને ચોમાસું ગયા પછી બે મહીના સુધી તાપ પડેછે તેથી તે અનાજ પાકેછે, અને ત્યાર પછી કાપણી કરેછે. ઘણા ખરા અનાજની વાવણીનો વખત જુદો જુદો હોયછે.



એમાંના કેટલાંક અનાજ જેવાં કે ચોખા વરસાદ શરૂ થતી વેળાએ રોપ્યામાં આવેછે, અને કેટલાંક જેવાં કે ઘહું વગેરે વરસાદ પુરો થતી વખતે રોપવામાં આવેછે. જે દેશમાં તાપ ઘણો હોયછે ત્યાં અહિયાના જેવો સારો પાક થાયછે; પણ જે દેશમાં અહિયાના જેટલો તાપ પડતો નથી ત્યાં આ દેશના જેવું અનાંજ પાકતું નથી. જેમકે ચોખા થંડા દેશમાં ઉગતા નથી કાંએકે જેટલું પાંણી અને તાપ એને જોઈએ તેટલો ત્યાં હોતો નથી. મકાઈ, જવ તથા એવાં બિજાં કેટલાક અનાંજો બિજાં દેશમાં થાયછે.

આ દેશની જમીન રસાળ છે; પણ અહીંના ખેડુતો મહે-
નતુ, ચંચલ, અને પોતાના કામમાં ઘણા માહિતગાર ન
હોવાથી, આ દેશની જમીનનો મોટો ભાગ ખેડયા વગર
રહેલોછે. જો યુરોપની ખેતીવાડીનાં કામનાં હથીયારો વાપ-
રવાને આપણાં દેશી ખેડુતો શિખે, તો દેશની આબાદાંની
અને દોલતમાં ઘણો વધારો થાય, અને હિંદુસ્થાન જે
અસલથી માત્તબર દેશ ગણાયછે ત્યાંના વતનીઓ ઘણા
સુખી થાય. આ વાતનો આધાર આપણા દેશના માત્તબર,
દોલતવાન, અને ચંચળ દેશીઓની મેહેનત ઉપર છે. ઇશ્વરે
આપણને આ દેશની ફળવંત જમીન જેવો અમુલ્ય
ખજાનો આપ્યોછે, તેને જો આપણે બરોબર વાપરીએ
નહીં તો એમાં આપણી મોટી ખામી સમજવી.

## પરવાળા કરનારા કીડા.



એ પરવાળાના કીડા ઘણું કરીને બે અયન વૃત્તોની વચ્ચે
જે પ્રદેશ છે તેમાં બહુ રહેછે. એઓ આકારે નાના મોટા

હોયછે, જે ઘણા નાના તે ટાંકણીના માથાં જેવડાં હોયછે, અને જે ઘણાં મોટા તે વટાણાં કરતાં જરાએક મોટા હોયછે. એ જીવ એટલા ઝીણા છે, તોપણ તેઓ કરોડો કરોડ એકઠા મળીને જુગના જુગસુધી પોતાનો ઉદ્યોગ નિરંતર ચલાવીને પરવાળાની જમીન એટલે દરિયામાં પરવાળાના ખડક જણાયછે, તે એજ કીડાના બનાવેલાછે.

એજ કીડાઓએ રચેલો ન્યુહાલંડનો મોટો ખડક જે ભરતમાં એક હજાર મેલ તો એકલો લાંબોજ છે; અને તેની ઊંચાઈ તો એક હજાર ફીટથી તે બે હજાર ફીટ સુધી ભરાયછે. એ ખડક પાહાડોની એક હારની હાર છે.

એતો કાંઈજ નથી. પાસિફીક નામે માહાસાગર તે પણ એજ પ્રકારની રચનાનો તથા એક હલકા કારીગરોએ કરેલા બેટોએ કરીને વ્યાપેલાછે. પ્રાણ છે નહીં એવા પ્રકારનાં એ પ્રાંણી પોતાનાં નાનાં સરખાં ઘરોમાં પુરી રાખેલાં, તથા બે દાહાડાનાં આવરદાનાં હોઈને માણસોને, જનાવરોને, તથા વનસ્પતિયોને રેહેવાની જગો દાહાડે દાહાડે તથા ઘડિએ ઘડિ પેદા કરતાં જાયછે! એ નવા નવા દ્વીપ કરેછે; એ નવી પૃથ્વી રચેછે! પરમેશ્વરના સમર્થ હાથની કરણીનાં કૌતુકોમાનું એ એક કૌતુક છે. લોકોનાં કલ્યાંણને અર્થે જે આશય તેણે દયાળુ બુદ્ધિ વડે ધાર્યોછે, તે પાર પાડવા માટે જે સાધનો તેણે કર્યાંછે, તેઓમાનું એ એક સાધન છે.

એ કીડા નવો મહાદ્વીપ ઉત્પન્ન કરેછે, એમ હમે કહ્યું તે અજુકતું નથી, ખરેખરૂં બોલવું છે. વાહાણવટી લોકોનાં જાણ્યામાં હમણાં આવ્યુંછે કે, દક્ષિણ મહાસા-

ગર એવાજ બેટાએ કરીને સાંકડા થઈ ગયો અને પાંણીની તળે તેજ જાતના ખડકો પણ પુષ્કળ થયાછે. તેઓ પાંણીના ઉપલા ભાગ તરફ જલદી વધતા આવેછે. તેઓ આગળ જતાં પાંણીની ઉપર આવીને, તેઓની ઉપર માણસોની વસ્તી થઇને તેઓએ પોતીકું રાજ્ય વધારવું, એવી પરમેશ્વરની ધારણા છે. એ ખડક વધતાં વધતાં એક એકની સાથે જડાઈને તેમનાં કુંડાળાં તથા હારો થાયછે. વળી આગળ વધતાં વધતાં તેઓના મોટા વિસ્તારનું મેદાન થઈ જાયછે. એ કામનો આરંભ રાતો સમુદ્ર એટલે આરબી અખાતમાં પણ જોવામાં આવેછે. તેમાં પરવાળાના કીડાઓએ કરેલા ખડક બહુ વધી ગયાને લીધે દિનપરદિન વાહાણોને આવવા જવાની ઘણી હરકતો નડવા લાગી છે; અને કોણ જાંણે, કદાચિત આગળ જતાં એવો સમય આવશે કે, મિસરદેશ અને અરબસ્તાંન તે સમુદ્રના કિનારા ઉપર સામસામા છે, તેએને જોડનારૂં એવું એક મેદાન વચમાં ઉત્પન્ન થશે.

એ કીડાઓએ જે કામનો આરંભ માંડ્યોછે તે પુરૂ કરવા સારૂ જે તદબીર પરમેશ્વરે ઊંડી જમીનમાં કરી મુકીછે, તે આપણે આ ઠેકાણે જોવી; અને આપણને ચમત્કાર તથા આનંદ જણાય, તે તદબીર શી? એમ કેહેશો તો, જમીનનાં પેટમાં જ્વાળામુખી તથા ભૂમિકંપનું બીજ રોપ્યુંછે; એના જોગથી વખતે જ્વાળામુખી તથા ભૂકંપ થઇને તેમાંથી ડુંગર તથા ખિંડ પેદા થાયછે, અને સમશીતોષ્ણ કટિબંધમાંની હવા વિષુવૃત્તની પાસેના પ્રદેશમાં જાયછે. એ પ્રકારે તે કીડાઓનાં આરંભેલાં કામનો છેડા

આવેછે; અને જેણે કરીને પૃથ્વીનો સારો પાક થવા સારૂ વાદળાં એકઠાં થવાનાં, તથા ઝરા ફુટવાના, તથા નદીઓ વેહેવાની, તે મહાભારત જળયંત્ર તેમાંથી પેદા થાયછે. એ સઘળું કામ નાના સરખા એક કલાકમાં થઈ જાયછે. પરવાળાના કીડા ભગવંતે અમસ્તા કર્યા નથી, તેમજ જ્વાળામુખી તથા ભુમિકંપ પણ લોકોના વિનાશને કાજે કર્યા નથી; તો એ સાધન જોપણ ઉલટાં દેખાયછે ખરાં, તોપણ એમનાથી એકજ કારજ સિદ્ધ થાયછે, તે કારજ કિયું પુછશો તો માણસનું કલ્યાણ છે.

## કાચ.



કાચ બનાવવામાં ચકમક, રેતી અને એક જાતનો "સોડા" નામનો ખાર અને ચુંનો મેળવેછે. આ બધી ચીજની પેહેલાં ભુકી કરેછે, અને વાસણમાં નાખીને ઘણો તાપ સળગાવેછે, કે જેથી તે ઓગળી જાયછે, અને તેનો રસ બનેછે. એ રસ ઉપર કચરો તરી આવેછે, તે કાઢી નાખીને, જે નિર્મળ રસ રેહેછે તેનો કાચ

બનેછે. પેહેલાં એક માણસ લોહોડાંની લાંબી નળીમાં એક છેડો તેમાં બોળેછે, અને એક તપતો થાય એટલો લોંદો લેછે, ત્યારપછી બીજે છેડેથી તેને ફુકેછે, કે જેથી તે ફુલીને દડા જેવો થાયછે. બીજો માણસ તુરતજ તે દડો લોહોડાના ગજ ઉપર ચોંટાડી લેછે, અને ભઠીના એક મોહોડાં આગળ ધરી તેને વધારે ગરમ કરેછે. પછી તે ગજને ધીમે ધીમે ફેરવેછે, ત્યારપછી વળી ઉતાવળથી ફેરવેછે, કે જેથી તેનો ઘેરાવો મોટો અને ચપટો થાયછે. કાચને એકે દમ ટાહાડો પાડે તો તે ઘણો સેલથી ભાગી જાય એવો થાયછે; તેથી પ્રથમ તેને ધીમે ધીમે ટાહાડો પાડેછે, પછી તેના તખ્તા બનાવેછે. આ તખ્તાઓમાંથી, આરસી, ફાંનસ તથા બારીઓમાં જડવાના કાચ થાયછે. સીસીઓ, બાટલીઓ, ટમલર, પ્યાલાં, હાંડી, રકાબી એ સર્વેમાં બીજી મેળવણી આવેછે. હાંડીના કાચમાં "સોડા" ને બદલે "પોટાશ" જાતનો એક ખાર તથા સીસું નાખેછે. આ સીસાંને લીધે તેનો કાચ ચળકતો દેખાયછે. બાટલી અથવા સીસીનો રંગ ઝાંખો દેખાયછે; તેનું કારણ એછે જે, એ કાચ જાડી અને મેલી રેતી તથા સાબુના મેલના બનાવેલાછે.

હિંદુસ્થાનમાં તેમાં ઘણું કરીને અમદાવાદ જીલ્લાના કપડવણજ પરગણામાં કાચ બનાવેછે. કાચ પારદર્શક, ખરડ, અને લીસો હોયછે. કાચ બનાવવાની હિકમત ઘણીજ અજાયબ રીતથી શોધી કાહાડીછે. એવું કેહેછે કે અસલના વખતમાં કોઈ વેપારીનું વાહાણ તોફાનને લીધે એશિયાખંડના તુર્કસ્થાન દેશમાં શીરિયા પ્રાંતના કાંઠા

તરફ પસડાઈ ગયું; અને તે વાહાણ ભાગ્યું તેથી તે વેપા-
રીઓએ ત્યાં ઉગેલાં ઝાડનાં લાકડાં એકઠાં કરી ચુલો
સળગાવ્યો, અને પોતાને કાજે રસોઈ કરવા માંડી. કેટ-
લીકવાર પછી કિનારા ઉપરની રેતી પીગળ્યા પેહેલાં ઝાડના
લાકડાંની રાખ સાથે મળીગઈ અને કાચ જેવા પદાર્થનો
ગઠ્ઠો બંધાતો જોવામાં આવ્યો. એ જોવાથી તે ચતુર
વેપારીએ પોતાના દેશમાં તેમ કરી કાચ બનાવા માંડ્યો;
અને પછી ધીમે ધીમે તેના કારખાનાઓ કાહાડવા લાગ્યો.

કાચનો ખપ યુરોપખંડ તથા દુનિયાંના બીજા ભાગોમાં
ઘણો છે, અને ત્યાં ઘર અથવા ઝુપડાંમાં બારીએ કાચ
જડેલા હોયછે કે જેથી ઘરમાં રેહેનારાઓને ઉજાસ મળેછે,
અને ટાહાડ લાગતી નથી. કાચનાં વાસણોમાં કાંઈ પણ
ખટાસવાળી ચીજ રાખી હોય તો તેથી કાટ ચડતો નથી.

## ધંધાનો વિભાગ યાને માણસની અરસ પરસની જરૂરીયત.

આ દુનિયાંનાં માણસને અરસપરસ મદદ કરવાને,
અને એક બીજાને કામે લાગવાને ઈશ્વરે પેદા કર્યાંછે.
કેટલાએક લોકો ખેતીવાડીનો ધંધો કરેછે; કેટલાક ઘડ-
વાનું કામ કરેછે, કેટલાક વણકર છે; કેટલાક રાંધણીઆ,
અને કેટલાક વેપાર કરેછે. એક દેશથી બીજે દેશ ખપ
પ્રમાણે માલ લઈ જાયછે. પાદશાહઓને પણ રાંધણી-
આની અને વણકરની જરૂર પડેછે, તેમજ વણકરને અને
રાંધણીઆને ખેડુત અને વેપારીની ગરજ પડેછે. એ

પ્રમાણે સઘળાં માણસોને એક બીજાની ગરજ હોયછે. જો માણસ અરસપરસ મદદ ન કરીને પોતાની જરૂરની ચીજો પોતે બનાવત તો તે બનવું ઘણું મુશ્કેલ પડત. એ વિશે એક હલકામા હલકી વસ્તુ જે ટાંકણી છે તેનોજ માત્ર દાખલો લઈશું તો તેપરથી એ બીનાં સેહેલી રીતે જણાશે. જેમકે એક ટાંકણી કે જે ઘણીજ નાની હોયછે, તોપણ તેને એક આદમી બનાવવાને ચાહાશે તો મુશ્કેલીથી દરરોજ દસ ટાંકણી બનાવી શકશે; પણ ઘણાં માણસો પોતાનું કામ વેહેંચી લઈને કરેછે તો હજારો ટાંકણી દરરોજ બનાવી શકેછે. એ ટાંકણી બનાવવામાં આઠથી વધારે માણસો રોકાયછે. એક માણસ પીતળનો તાર બનાવેછે; બીજો તેને સીધો કરેછે; ત્રીજો તેને કાપીને જોઈએ એટલા કટકા કરેછે; ચોથો તેને ઘસીને અણીદાર કરેછે; પાંચમો તે અણીવાળા કટકાને ઘસીને તેના માથાં બેસાડવા જોગ કરેછે, છઠો માથું તૈયાર કરેછે; સાતમો પેલા અણીવાળા કકડા ઉપર માથું બેસાડેછે; આઠમો ખટાસવાળાં પાણીમા ધોઈને કલાઈના હુંના રસમાં ટાંકણીઓ નાખેછે, અને તેને ધોળી બનાવેછે. આ તૈયાર થએલી ટાંકણીઓને કાગળમાં બરોબર અને હારેદ્દાર ઓસવાને એક જુદોજ માણસ હોય છે.

ટાંકણીઓનો ખપ યુરોપખંડમાં ઘણો છે, અને ત્યાંની સ્ત્રીઓ પોતાના પોશાકમાં ઘણી કામમાં લાવેછે. આપણાં દેશી લોકો પાઘડીમાં ઓસવાના કામમા લેછે.

આ ઉપર કહેલી બીનાથી આપણને સાર માલુંમ પડેછે કે હરેક માણસને આ દુનિયાના કારોબારમાં એક

બીજાને મદદ કરી જોઈએ અને એકસંપથી રેહેવું જો-ઈએ એવો પરમેશ્વરે નિયમ બાંધ્યોછે.

## ન્યુકાસ્ટલ નામે બંદર પાસેની પાહાડી કોયલાની ખાણ.

ઈંગલાંડમાં ન્યુકાસ્ટલ કરીને એક બંદરછે, તેની આસ-પાસ પાહાડી કોયલાઓની ખાણો ઘણી છે. તેઓમાંની એક ખાણ જોવાને કોઈ ગ્રહસ્થ ગયો હતો, તેણે ત્યાં પોતે જે જોયું તેનું બયાન પોતાના એક મિત્રને લખી મોકલ્યું, તે એવું—

હમે ખાણ પાસે ગયા ત્યારે તહિના લોકોએ હમારાં કપડાં કાળક લાગ્યાથી ખરાબ થાય નહીં, એટલા સારૂ સઘળો પોશાક ઢંકાય એવા ઝભ્ભા હમારા શરીર ઉપર પેહેરાવ્યા; પછી ખાણમાંનું પાંણી ઉલેચવા સારૂ ખાણના મોઢા આગળ એક વરાળયંત્ર ચાલતું હતું, તે તેમણે હમને બતલાવ્યું અને તેમની પાસે ખાણમાંનો વાયુ ચોખ્ખો કરવા માટે બીજું એક યંત્ર ચાલતું હતું તે પણ બતલાવ્યું.

પછી હીંચકાના જેવું એક પાટિયું દોરડાં સાથે શીકાની પેઠે ટાંગીને એક લોઢાંની સાંકળે બાંધ્યું હતું, તેના ઉપર અમને બેસાડ્યા, અને પેલી સાંકળે છ ઘોડા વળગાડીને કોસની પેઠે તે પાટિયું ધીમે રહીને ખાણમા મુક્યું. સાચું પુછશો તો એવી તરેહની સ્વારી અમને સારી લાગી નહીં,

હમને બીક લાગી; પણ ખાણને તળીયે નક્કર જમીન ઉપર જ્યારે અમે પોહોચ્યા, અને અમારો સ્નેહી મી૰ ફ્રાંકલીન હસતું મોહડું કરીને અમારી પાસે ઉભો રહેલો જોયો, ત્યારે અમને ધીરજ આવી.

મી૰ ફ્રાંકલીને અમરૂં આદરમાન કર્યું, અને હવા સારી ચોખ્ખી રાખવા સારૂ એક મોટી ગંજાવર અંગીઠી સળગાવેલી હતી તે હમને આંગળી વડે દેખાડી. તે ખાણમાં જે ઓરડીઓ કરેલીછે, તેઓ પાસે અમે ગયા ત્યારે અમને હિમત આવી, અને જેમ રેહેવાના ઘરની ઓરડીઓમાં ફરીયે તેમ હું અને મારો ભાઈ અમે બેઉ-જણા તે ખાણમાહેની ઓરડીઓમાં નિરાંતે ફર્યા.

ખાણમાં કોયલા ખોદીને ચચ્ચાર વાર પોહોળી, એવી જગાઓ કરેલીછે, તેમની વચ્ચે દશ દશ વાર પોહોળા તથા વીસ વીસ વાર ઉંચા કોયલાના મજબુત થાંભલ ઉપલી છાજનો છોડવેલો ભાગ તુટી ન પડે માટે રાખેલાછે. ખાણમાં કંઈ વરસ સુધી બાહાર નહીં નિકળેલા કેટલા એક ઘોડાઓ રેહેછે: તેમને ત્યાં સુખમાં પડેલા જેવું લાગેછે. ખોદી કાઢેલા કોયલા ખાણના મોઢાં નીચે ખેંચી લાવવાના કામમાં એ ઘોડા વળગાડેછે. ખાણમાંના કોયલા ઉપર કાઢવાનું જે યંત્ર છે, તે પણ સારા જબરા ઘોડા ફેરવેછે.

તે કોયલા નેતરના મજબુત ટોપલા કરીને તેઓમાં લાવેછે. એક એક ટોપલામાં સુમારે તેરસેં રતલ ભાર કોયલા માયછે. એક ટોપલો ઉપર ચઢતો હોય ત્યારે બિજો ટોપલો નીચે ઉતરતો હોયછે. ખાણને મોઢે એક માણસ ઉભો

હોયછે, તે ટોપલા ઉપર આવે એટલે છોડી લઈને ગાડાં ઉપર મુકેછે; પછી ભરેલા ટોપલાને ઠેકાણે બીજો ખાલી ટોપલો ભરવેછે. અને કેટલેક દુર એક ઝુંપડી હોયછે ત્યાં સુધી ગાડું હાંકી લઈને કોયલા નાખેછે.

ત્યાં એક ચાળણી જેવું યંત્ર કરેલુંછે, તેમાં કોયલા નાખ્યા એટલે તે ચાળણીનાં કાણામાંથી ભુકો તથા ધુળ્યાડો નીચે ચળાઈને મોટા મોટા કોયલા ઢાળ ઉપર થઈને નીચે પડેછે, અને તેઓનો મોટો ઢગલો વળેછે. પછી દુર દુરને બંદરે કોયલા લઈ જવા સારૂ જે વાહાણો તૈયાર રેહેછે તેમાં ભરવા સારૂ તે કોયલાના ઢગલા ગાડાં ભરીભરીને નદી કિનારાના ડક્કા ઉપર લઈ જાયછે. ખાણથી તે ડક્કા સુધી ઉતરતો લોઢાંનો રસ્તો કરેલોછે, તે ઉપરથી એ જબરાં ભરેલાં ગાડાં વગર ઘોડાએ દોડતાં જાયછે. પઈડાં સારી પેઠે રવતાં જાય, માટે પઈડાંની વાટની પોહો- ળાઈ જેટલા તે રસ્તાને ચિહ્ના કરેલા હોયછે.

---

## જોડા.

જોડા ઘણુંકરીને કેટલીક જાતનાં જનાવરોના ચાંમડાંના થાયછે; તેમાં બળદ, ભેંસ, વાછરડા, મેંઢાં, બકરાં ઈત્યાદિના ચામડાંના થાયછે. એ ચામડાં જનાંવરોના બદન ઉપરથી કાહાડ્યામાં આવેછે, તેવાંજ કાંઈ ખપમાં લાવતા નથી; પણ તેના ઉપરના વાળ તથા ચિકાસ પ્રથમ કાહાડી નાખ- વાંની જરૂર પડેછે, અને તેને સાફ કરવાને ચુનાના પાંણીએ તથા બાવળના ઝાડની છાલના રસમાં ભીંજવેછે, કે જેથી

ચામડું નરમ અને બાજ તથા ચિકાસ વગરનું થાયછે, તેમાંનો ખરાબ વાસ નિકળી જાયછે, અને તેથી ચામડું ટકાઉ બનેછે. જોડાના ઉપરના ચામડાંને "ખાળું" કરી કેહેછે, અને નીચેનાં ચાંમડાંને તળીયું કેહેછે. એ તળીયું બળદ અથવા ભેંશના જાડાં ચામડાંનું બનેછે. તળીયું કાંઈ એકજ પડનું બનતું નથી પણ ઘણાં પડો જોડાને બનાવેછે. તળીયાં ઉપરના ચામડાંની જોડે સીવી લેછે, પછી તેને કાળબુદ ઉપર ચડાવેછે. એ કાળબુદ માણસના પગના આકાર જેવું હોયછે.

જોડા સીવનારને મોચી કેહેછે, અને તે ચામડાંની અંદર પેહેલાં "આર" નામનાં નાનાં હથિયારવતી કાણાં પાડેછે અને સુઈયાવતી સીવેછે. જોડા સીવવાનો દોરો જાડો હોયછે અને તેને મીણ પાયછે. જોડાનાં તળીયાં આગળ એક તરફથી બે ત્રણ ચામડાંની ચકીઓ જોડલી હોયછે કે જેથી તે ઊચી થાયછે અને તેને "એડી" કરીને કેહેછે. આપણા સઘળા જોડાઓને આગળથી ચાંચ અને પાછળ ખડા હોયછે, અને મોહો આગળ રેશમનું ફુલ પાડેલું હોયછે, અને કોઈને કોર પાડેલી હોયછે. ઈંગરેજ લોકોના જોડાને ચાંચ હોતી નથી, તેને આપણા લોકો "બુટ" કરીને કેહેછે. એ બુટો ગાંમઠી જોડા કરતાં વધારે ટકાઉ અને વરસાદના દિવસોમાં વધારે ઉપયોગીછે; કેમકે તેમાં આપણા દેશી જોડાની માફક પાંણીનો સંચાર આવી શકતો નથી, અને આપણા પગ ભીંજાતા પણ નથી. એ તફાવતનું કારણ એ કે ગામઠી ચામડાં-ઓના કરતાં યુરોપનાં ચામડાં વધારે સારી રીતે પકવેલાં હોયછે.

## વચન પાળવાવિશે ધ્યાનતદારી.

ઘણું કરીને સર્વદા એવું બનેછે કે જ્યારે કોઈ શખસ વચન આપેછે, ત્યારે તે પાળવામાં બીજા કોઈ એકનો અથવા અનેકનો સંબંધ હોયછે. એ ધણી પોતાનું વચન પાળશે, એવા ભરોસા ઉપરથી બીજાં માણસો ઘણું કરીને પોતાનાં કામની યોજના તે પ્રમાણે કરેછે. માટે તેઓને જે પ્રમાણે ધારવાનું તે ધણી કારણ બતાવેછે, તે પ્રમાણે તે ન કરે, તો નિશ્ચય તેઓ આશાભંગ થાયછે, અને કદાચિત એઓનું કામ ઘણું બિગડેછે. નાનપણમાં એવા થવું જોઈએ કે આપણે જે કરાર કીધો હોય, તે જો ભુંડા કામ બાબતનો ન હોય, અને તે કરાર આપણને અણપાલવતો હોય, તોપણ કાળજીથી તેને પાર પાડવો; કેમકે એ-કાદું વચન ગમે તેવી હલકી વાત વિશે હોય, તોપણ જો આપણી જુવાનીમાંથીજ તેને તુચ્છ માનતા ગયા તો આગળ જતાં મોટા મોટા વચનો તોડવાને આપણે પ્રવૃત્ત થઈશું; એ પ્રમાણે થયાથી આપણને જે ઓળખતા હશે, તે સર્વે આપણો ધિક્કાર કરસે અને આપણી ઉપર ગુસ્સે થશે.

---

## બોલ્યું પાળવા વિશે.

### વીર લબાડી સત્યવાદી ઉપમા

### ભુજંગી છંદ.

વિના ટેક વાળા બહુ બોલિ વાળે,
પછી આપનો બોલ એકે ન પાળે;

તમે ટેવ તેવી ન રાખો નઠારી,
પણ તેટલા બોલ બોલો વિચારી. ૧.
પુરો બોલ પાળે વધે તોલ તેનો,
ઘટે તોલ જુઠો પડે બોલ જેનો;
ન રાખે ભરોસો નરો કોઈ નારી,
પણ તેટલા બોલ બોલો વિચારી. ૨.
નહીં વેણ જાશે ભલે જાય નાણું,
અરે હું ન એનો કશો શોક આણું;
ધરો ટેક એવી ઉર ધીર ધારી,
પણ તેટલા બોલ બોલો વિચારી. ૩.
સુણ્યા શૂર વીરો ઘણા સત્યવાદી,
મુઆ વેણમાં રીત એવી અનાદી;
વધી લાજ આ લોકમાં લાભકારી,
પણ તેટલા બોલ બોલો વિચારી. ૪.
કહે તે કરે માનવી એજ મોટો,
ખુએ વેણ તે તો ખરો ખૂબ ખોટો;
અરે નાખશે માન એ તો ઉતારી,
પણ તેટલા બોલ બોલો વિચારી. ૫.
ભસે તે નહીં કુતરો ચર્ણ કાટે,
લબાડી લહે ઉપમાં એજ સાટે;
બકે એંજ લજ્જા જવા જોગવારી,
પણ તેટલા બોલ બોલો વિચારી. ૬.
સરે સુખ કે ઉપજે દુખ અંગે,
રહો રાત દાડો કહો એજ રંગે;

ભલા લોકમાં પામશો લાભ ભારી,
પણે તેટલા બોલ બોલો વિચારી. ૭.
સુતાં ઉઠતાં બેસતાં વાત સાચી,
કહો કોણ મોટું નહી શક્તિ કાચી;
ઠરી બેસશો એકથી ઊંચ ઠામે,
રચ્યા છે રૂડા છંદ દલપતરામે. ૮.

---

## નફાનો અર્ધો ભાગ.

ઇટાલી દેશમાં પિસા નામે ગામની પાસ એક મેહેલ છે, તેમાં કોઇ એક સરદાર રેહેતો હતો; તે પોતાનાં લગનનું પગરણ માંડી બેઠો હતો. એ અવસરે સઘળા પદાર્થ તેને આવી મળ્યા હતા, પણ માછલાં માત્ર મળ્યાં ન હતાં; કેમકે દરિઓ એવો ઉછળતો હતો, કે માછલાં વગર કામ અટકી પડ્યું હતું તોપણ જે દાહાડે મેજબાની થવાની તેજ દાહાડે સવારે એક મોટી માછલી લઇને એક ગરીબ કોળી ત્યાં આવ્યો; તેણે કરીને તે મેહેલમાં જ્યાં ત્યાં સઘળાને હરખ ઉપજ્યો.

પછી ચાકરો પેલા કોળીને મચ્છ સુદ્ધાં દીવાનખાનામાં તેડી લાવ્યા. ત્યારે મેજબાનીમાં આવેલી મંડળીના દેખતાં તે સરદારે તેને કહ્યું કે, આ મચ્છનું મૂલ તારે ગમે તે કેહે, એટલે તે તને તરત મળશે. કોળીએ જવાબ વાળ્યો કે, મારા ઉઘાડા વાંસા ઉપર સો ફટકા, એજ મારા મચ્છનું મૂલ છે. એમાં આપખાની એક શેર પણ હું ઓછી ખાવાનો નહીં.

સરદારને તથા મેહેમાનોને એ મોટી નવાઈ જેવું લાગ્યું. તેમણે એને બહુ સમજાવ્યો, પણ એણે માન્યું નહીં, તથા પોતાની હઠ મેલી નહીં; આખરે સરદારે થાકીને કહ્યું, વારૂ, તેમા શું છે? આ માણસ ઘણો તરેહવાર દેખાયછે; અમારે તો મશ્કરી જોઇએ, તે વિના અમારે અટક્યુંછે; માટે ફટકા ધિમે ધિમે મારજો અને એની કિમત અમારા દેખતાં તેને ભરી આપો.

પચાસ ફટકા ખાધા પછી કોળી બુમ પાડીને બોલ્યો, હાથ બંધરાખ! હાથ બંધરાખ! એ કામમાં મારો એક જણ હિસ્સેદાર છે, અને તેનો હિસ્સો તેને મળે એ વાજબી છે. સરદાર પોકારીને બોલ્યો, શુ? આ પૃથ્વી ઉપર એવા બે ઓલિયા પીર છે કે શું? તારા ભાગીયાનું નામ શું તે કેહે એટલે અમે તેને તરત તેડાવી મંગાવીશું. કોળીએ જવાબ દીધો, તેને ખોળવા સારૂ દુર જવું નહીં પડે; તે તમારા દરવાજા ઉપરજ તમને મળશે; તે તમારો પેહેરેગીરજ છે. મારા મશ્કરીની જે કિંમત આવશે તેનું અર્ધ હું તને આપીશ, એવું વચન મેં તેને આપ્યું ત્યાર સુધી તે મને માંહે આવવા દેતો ન હતો.

સરદાર બોલ્યો, એમ છે કે? જાઓ રે તેને હમણાંનો હમણાં ઉપર લઈ આવો; તેની બોલીનું અર્ધું તેને પડ્યા પ્રમાંણે મળવું જોઈએ. એ કારણ થઈ રહ્યા પછી સરદારે પેલા પોળીયાને બરતરફ કર્યો, અને કોળીને ભારે બક્ષીસ આપી.

---

## સેર કરીને આવવું.

કોકણ પ્રાંતમાં, એક ડુંગરની તળેટી પાસે નદીને કિનારે એક ગામ છે, ત્યાં એક પંડિતની કને રામો તથા ગોવિંદો

સોળ સોળ વરસના બે છોકરા વિદ્યાભ્યાસ કરતા, તે બંનેમાં રામાનો સ્વભાવ ઘણો શોધક હતો. તે ગમે તેવી સાધારણ વાત જોતો, તોપણ તેમાં ખુબી શી છે એ જાણવા વિશે તે બહુ પ્રયત્ન કરતો, અને તે જાણ્યાથી તેને અતિ આનંદ થતો; પણ ગોવિંદની ટેવ એવી ન હતી. પોશાક, ઘરેણાં, વગેરે લોકોમાં જે ઠાટમાટની ચાલ છે તેની તરફ માત્ર તેનો લક્ષ હતો. હવે એક દાહાડો છુટ્ટી હતી તે દાહાડે રામો અને ગોવિંદો એ બનેં જણા મોજને સારૂ બાહાર ફરવાને ગયા હતા. પછી સાંજની વેળાએ ગોવિંદો પેહેલો ઘર આવ્યો. તેને ગુરૂ પુછેછે—

ગુરૂ—કેમ ગોવિંદ, આજ કેણી તરફ ફરવા ગયા હતા! તમે આજ શી શી મજા જોઈ વારૂ?

ગોવિંદ—આજ તો, ગુરૂજી હું આંબાવાડીમાં ગયો હતો, અને ત્યાંથી ડુંગર ઉપર ચઢ્યો, અને તહીંથી ઘેર આવ્યો.

ગુરૂ—તે ચક્કર તો મોઠી બાહારનું છે; તેણીમેર થઇને જઇયે છીયે ત્યારે બહુ ચમત્કાર જોવામાં આવેછે.

ગોવિંદ—ગુરૂજી, ખરૂં પુછશો તો મને તે ચક્કર ઘણું ઉદાસ દેખાયું. તેટલા રસ્તામાં મને સમ ખાવાને પણ કોઈ માણુસ મળ્યું નહીં, અથવા એક ઘોડું પણ દીઠું નહીં. એણીમેર ગયો તે કરતાં સડકને રસ્તે ગયો હોત તો સારૂં થાત.

ગુરૂ—ગોવિંદા, પુષ્કળ માણુસો અને ઘોડાં જોઇને તમને આનંદ થાયછે, ત્યારે તો તમે રાહાદારી રસ્તા ઉપર ગયા હોત તો ખરેખરો આનંદ થયો હોત. વારૂ રામો તમને મળ્યો હતો કે?

ગોવિંદ—હા ગુરૂજી, હમે બંધેજણા સાથેજ બાહાર નિકળ્યા, પણ આંબાવાડીમાં જતાં વાટમાં જે નેળ આવેછે ત્યાં તે પાછળ રહી ગયો, માટે તેને પછવાડે મુકીને હું એકલોજ આગળ ચાલતો થયો. તે રસ્તે ચાલતાં ચાલતાં આણીમેર જુએ તેણીમેર જુએ એમ કરીને તે ઘણોજ રસાળાટ કરેછે.

ગુરૂ—(ગોવિંદાને જવાબ ન દેતાં) આ રામો આવ્યો! કેમ રામા, આજ તમે કેણીમેર ફરવા ગયા હતા?

રામો—આહા, ગુરૂજી, શું કહું! આજે જે રસ્તે હું સેલ કરવાને ગયો હતો તે રસ્તો ઘણોજ રમણીય હતો. પેહેલાંથી હું બધી અમરાઈમાં ફર્યો. પછી ડુંગરની ટોચ ઉપર ચઢ્યો; ત્યાર પછી તહીંથી નીચે ઉતરીને પાધરો નદીને કિનારે લીલાં મેદાનમાં ફરવાને ગયો.

ગુરૂ—એમ કેમ વારૂ? તમે જે ચક્કર મારીને આવ્યા, તેજ ચક્કર મારીને તમારાથી અગાડી હમણાજ આ ગોવિંદો આવ્યો. તે ઘણું સુંદર હતું એમ તમે તેને વખાણોછો, અને તે તો ઘણુંજ ઉદાસ હતું એમ કરીને તે તેને વખોડેછે. એનું શું કારણ?

રામો—એ સાંભળીને મને ભારે આશ્ચર્ય લાગેછે. હવે તેને જે ગમ્યું હોય તે ખરૂં; પણ મને તો ડગલે ડગલે કંઈ કંઈ ચમત્કારો દેખાયા. આ જુઓ, હું મારા ગજવામાં કેટલી નવી નવી ચમત્કારિક વસ્તુઓ ભરી લાવ્યોછું!

ગુરૂ—વારૂ તમે માર્ગમાં શી શી મજા જોઈ તે અમને વિસ્તારીને કહો. હું જાણુંછું કે તે વાતો જેમ મને નવાઈ જેવી લાગશે, તેમ ગોવિંદને પણ લાગ્યા વગર રેહેશે નહીં કેમકે તેણે પણ તે દીઠી નથી.

રામો—હા, મહારાજ, કહુછું. જુઓ અમરાઈમાં જે નેળ જાયછે તેમાં તો નરી રેતી છે; તેમાં ઝાડઝંખ કંઈ નથી. એ માટે હું આમ તેમ ન જોતાં પાધરો ઝડપથી અમરાઈ ભણીજ ચાલ્યો; પણ જ્યારે હું નેળમાં થઈને ચાલ્યો ત્યારે બીડની[1] માહેલી બાજુએ, આંબાનું એક ઝાડ મારી નજરે પડ્યું; તે ઝાડ ઉપર તાંતણાંવાળું એક બિજું ઝાડ હતું. તે ઝાડનાં પાંતરાં આંબાનાં પાંતરાંથી છેક જુદાં હતાં; આ જુઓ તે ઝાડની એક ડાંખલી હું લાવ્યોછું. એ શાનું ઝાડ હશે વારૂ?

ગુરૂ–એ ઝાડને "અમરવેલ" કેહેછે. એ વેલા જમીન ઉપર કદી પણ ઉગતા નથી; હમેશાં બિજાં ઝાડો ઉપર ઉત્પન્ન થાયછે; અને પોતાના મૂળોવડો તે ઝાડોનો રસ સોષીને ઉપર ઉછરેછે, એ માટે એ વેલાને સંસ્કૃત ભાષામાં "વૃક્ષાદાની" એવું નામ મળેલું છે.

રામો—પછી આંબાવાડીમાં દાખલ થયો અને જોયું તો ત્યાં શીતળ અને મંદ વાયુની સારી લેહેરો આવતી હતી. તેમાં કેટલાંક રાતાં, કેટલાંએક પીળાં, કેટલાંએક ધોળાં, અને કેટલાંએક ગુલાબી, એવાં નાના પ્રકારના સુંદર ફુલો તે બધા વનમાં એટલાં બીચોબીચ લાગેલાં હતાં, કે જેવો કંઈ તે સઘળા વનમાં ચિત્ર-વિચિત્ર રંગોનો જાણે ગલીચોજ બિછાવેલોછે એવું જણાતું હતું. તે ફુલોમાંનાં ઘણાંખરાં ફુલો મેં પેહેલાં કદી દીઠાંજ ન હતાં. આ જુઓ, હું કેટલાંએક ચમત્કારીક ફુલો રૂમા-

---

[1] બીડ—ખેતર.

ળમાં ઘાલીને લાવ્યોછું. તેજ વનમાં એક બાજુએ જ્યાં જમીન ભીનાશવાળી હતી ત્યાં સો પચાસ ટીટુડાંનો જથો બેઠેલો હતો, તે જોઈને મને બહુ મજા પડી. હું પાસે જતાંજ તેઓમાંથી કેટલાંક ટીટુડાં મારા માથા ઉપર ઘુમડિઓ મારવા લાગ્યાં, અને ટી–ટી–કરીને એવો સાફ શબ્દ પોકારતાં હતાં, કોઈ જાણે કે તે બોલેજ છે. એક ટીટુડી પાંખ ટુટેલી જેવી કરીને જમીન ઉપર પડતી પડતી ઉઠવા લાગી. તે ઉપરથી તેને પકડવાની મતલબથી હું તેની પાછળ દોડ્યો, પણ જેમ જેમ હું પાસે જાઉં તેમ તેમ તે આગળ નાસતી જાય.

ગુરૂ—(હશીને) આહા, રામા! તેણીએ તમને ખુબ ભુલાવ્યા ખરા. તેણીએ તમને પોતાના માળાકનેથી છેત્રીને દુર લઈ જવા સારૂ તે કસબ લડાવ્યો. એ પંખિઓ પોતાના માળા છુટી જગ્યા ઉપર બાંધેછે. અને જો તેઓ એમ જોરથી આરડીને અથવા પાંખ ટુટ્યાનું મિષ કરીને માણસોને છેતરીને દુર નહીં લઈ જાય તો તેમના માળા આપોઆપ પોતાની મેળે તેઓની નજરે પડે.

**રામો**—એ તેનું કપટ જો મને પેહેલાંથીજ માલમ પડત, તો સારૂં થાત. જુઓ, તે ટીટુડીને પકડવાના ખ્યાલમાં પડીને તે ભીની જગ્યામાં પાંચ છ વાર મેં મારો જોડો અમથોજ પાણીમાં પલાળ્યો. પણ તેની પાછળ લાગ્યાંથી મને આગળ જતાં એક ઘરડો ડોસો તથા એક છોકરો, એવાં બે માણસ મળ્યાં. તેઓ તે જંગલમાં લા- કડાં કાપીને તેની ભારીયો બાંધતા હતા. તમારી એકેકી ભારી શેહેરમાં કેટલે કેટલે વેચાયછે; તથા ભારીઓના લાકડાં

કાપવાને માટે તમારે જંગલવાળાને કંઈ આપવું પડેછે શું? એમ મેં તેને ઘણી વાતો પુછી; તથા તેમણે પણ પુછેલા સવાલોના જવાબ દીધા. પછી હું ડુંગર ભણી ચાલતો થયો. અને તેની આસપાસની વિશાળ જગા જોવાની ઇચ્છાએ હું ડુંગર ઉપર ચઢયો. તહિંથી ચોમેર કેવી વિસ્તીર્ણ જગા દેખાયછે. અને કેટલે દુર લગી લાંબી નજર પોંહોંચેછે! તહિંથી મને પંદર ડેહેરાંનાં શીખરો દેખાતાં હતાં; તથા આસપાસની વાડીઓ તથા અગરમાંના ઝાડોના લીલાં કંઝાર પાતરાંમાંહેથી ઉપર નિકળેલા, એવા ગ્રહસ્થ લોકોના બંગલા મને પુષ્કળ દેખાતા હતા. તેમજ નદી પણ ડુંગરને એથે જતાં સુધી વાંકી ચુંકી નીચાણમાં થઇને વેહેતી જતી સાફ દેખાતી હતી. પછી હું ડુંગર ઉપરથી નીચે ઠેઠ બીડમાં ઉતર્યો, અને આપણી નદીમાં ભળનારો એક વેહેળો છે, તે બાજુએ આગળ ચાલ્યો. તે વેહેળાની બેઉ તરફ બરૂના તથા વાંસનાં જાગાંજાળાં બાઝી ગયાં હતાં, તેમજ કોરે કરેણાં તથા બિજાં ફુલ ઝાડો ફુલેલાં હતાં, તથા તેમના પ્રતિબિંબ પાણીમાં પડ્યાં તેથી જેમ કંઈ આખા વેહેળામાં ફુલ વિખરાયલાં હોય, એવી કંઈ ચમત્કારીક શોભા દેખાતી હતી. તેમાં પાણી ઉપર બહુ મોટી મોટી ચિત્ર વિચિત્ર રંગની માખ્યો ઉડતી હતી, તે સઘળીઓમાં મને જે વત્તી સુંદર લાગી તે આ, મેં હાથમાં પકડી આણીછે, જુઓ! ત્યાં પાણી ઉપર તકાવતાં મેં એક પંખી જોયું. તે ઊંચે ઉડતાં ઉડતાં ઝપ લઈને પડતું અને પાણીમાં ડુબકી મારતું. એ પંખી પકડવાની મને બહુ ઉમેદ હતી, પણ તે ક્યાંથી ઝલાય? તે પંખીનો રંગ

અતિ સોહામણો લીલો તથા અસમાની હતો, અને નારંગી રંગનો પણ તેમાં થોડો થોડો આભાસ મારતો હતો, તેનું માથું તથા ચાંચ મોટાં હતાં તથા પુછડી ટુંકી હતી.

ગુરૂ—જાણવું. તે પક્ષીને જલકુકડી કેહેછે. એ પક્ષીનો ખોરાક માછલાં છે. તેમને તેઓ કેમ પકડેછે એ તો તમે જોયુંજછે. એઓ કિનારે બાકાં પાડીને તેમાં રેહેછે. એઓ એકાંતવાસી હોયછે. જે વેહેળા પાસે અથવા જે નદી પાસે તેઓના દર હોયછે, તેજ વેહેળાથકી અથવા તે નદીથકી ઘણાં આઘાં તેઓ કદી જતાં નથી.

---

## સેર કરીને આવવું.

### ભાગ બીજો.

રામો—એ પંખી મારે ફરીથી એકવાર જોવું જોઈએ. તે જોઇને મને જેટલી ખુશી પેદા થઈ તેટલી બિજાં પંખી જોઇને થઈ નહીં. વારૂ, પછી તે વેહેળો નદીને મળેછે તહીં લગી હું તેમનો તેમજ તેને કાંઠે કાંઠે આગળ ગયો હતો. પછી મેં નદીને તીરે જવા માંડ્યું. ત્યાં ચક્લીઓના જેવાં કેટલાંએક પંખીયો નદીમાં રમતાં હતાં તે મેં જોયાં. કોઇ કોઇ વાર તેઓ ભૂસ દઇને નદીમાં ભુસકા મારતાં, તથા કોઈ કોઇ વાર તેઓ એવા ઝપાટાથી એક એકની પછવાડે દોડતાં, કે તેમના ઉપર નજર પણ ઠરતી નહીં. એવો તેમનો તમાસો જોઇને મને બહુ આનંદ-થયો. મેં બીજી એક વાત જોઇ, તે એ કે, ત્યાં ભીતના

જેવી એક ઊંચી ભેખડ હતી તેમા પુષ્કળ બાકાં હતાં, તેઓમાં પેલાં કેટલાંએક પક્ષી પેસતાં તથા કેટલાંએક તેઓમાંથી બાહાર નિકળતાં.

ગુરૂ—તે પંખિઓ, ચલ્લાંનીજ એક જાત છે; તેમની પીઠનો રંગ કાળો હોયછે, તથા પેટનો રંગ ધોળો હોયછે, તથા પેલાં બાકાં તે તેમનાં ઘર છે; તેઓમાં તે પોતાનાં બચ્ચાં રાખેછે. તે બાકાં ઊંડાં હોયછે; તથા તેઓ કઠણ જગામાં હોયછે તેણે કરીને તેમનાં બચ્ચાં કોઈથી ચોરાતાં નથી.

રામો—તહિંથી કનેજ મેં એક ભાયડો જોયો, તે એક નાની સરખી હોડીમાં બેશીને બામો પકડતો હતો. તેના હાથમાં એક લાંબી લાકડી હતી તેને છેડે લોઢાંનો કાંટો અથવા શૂળ હતી. નદીમાં જ્યાં ઘણું ઊંડાંણ હતું ત્યાં તે લાકડી ઘાલતો, અને બામ બાહાર કાઢતો.

ગુરૂ—બાંમ પકડવાનો તે પ્રકાર મે જોયલોછે. પછી?

રામો—હું તે ભાયડા તરફ જોતો હતો એટલામાં એક બગલો મારા ઉપર થઈને, ઉડતો ઉડતો જઈને પેલી મેર પાસેજ નદી વળેલી હતી ત્યાં જઈને ઉતર્યો. પછી હું પણ તે શું કરેછે એ જોવા સારૂ તે જે ભેખડ પાસે બેઠો હતો તેની પાછળ હળવેથી જઈને ઉભો રહ્યો. પીંડે પાંણી અડકે ત્યાં સુધી તે પાણીમાં ચાલતો જઈને પછી ડોક ટુંકી કરીને નજર પાંણી ઉપર લગાવીને ઉભો રહ્યો. એટલામાં એક માછલું પાસે આવ્યું, તે આવતાં વાર આંખની પલક ઉઘડે ન ઉઘડે એટલામાં તે તેને ચાંચ વડે બાહાર કાઢીને ગળી ગયો. એ પ્રમાણે તેણે બે ત્રણ મા-

છલાં ખાધાં; એટલામાં મારો પગરવ તેને જણાયો તેથી બીહીને ઉડી ગયો; અને તહિંથી થોડેક છેટે એક વન હતું ત્યાં એક ઊંચા ઝાડ ઉપર બેઠો.

ગુરૂ—હું જાણુંછું કે તે બગલાનો માળો તે ઝાડ ઉપરજ હશે; કેમકે બગલાં પોતાના માળા ઊંચા ઝાડો ઉપર કરેછે; અને કોઈ કોઈ વાર તેઓ કાગડાની પેઠે ઘણાં ટોળે ટોળાં થઈને એકઠાં રેહેછે.

રામો—પછી હું બીડમા થઈને ઘર તરફ વાળ્યો. આ-પણાં ઘરની કનેજ ઊંચાણ ઉપર જે ખેતર છે ત્યાં જ્યારે હું આવી પોંહોંચ્યો ત્યારે સૂરજ આથમતો હતો. આહાહા! તેવારે શી મજા દેખાઈ! સુરજનાં કિરણો વડે વાદળાં કેવાં ચળકતાં હતાં; કોઈ લાલ, કોઈ લીલાં, કોઈ જાંબુડાં એવાં તરેહ તરેહના વત્તી ઓછી છાયાના રંગ તેઓમાં દે-ખાતા હતા. સુરજ આથમતાં કેવડો મોટો દેખાયછે!

ગુરૂ—હા બહુ મોટો દેખાયછે. તેમ ચાંદ પણ ઉગતાં મોટો દેખાયછે. એ પણ તમે જોયુંજ હશે. ચાંદ સુરજ ઉગતાં આથમતાં એવા મોટા દેખાયછે એ એક દૃષ્ટીનો ભ્રમ છે; એ તથા ભ્રમના સઘળાં કારણો દર્શનાનુ શાસન નામે શાસ્ત્રમાં કહેલાંછે; પણ તે શાસ્ત્રમાં તમારો કંઈ કંઈ પ્રવેશ થયા વગર તે તમારા ધ્યાનમાં સારી પેઠે ઉત-રશે નહીં; વારૂ, કંઈ ચિંતા નહીં. પણ આજ તમે સેલ કરી તેમાં તમને કેટલી વારૂ નવી નવી વાતો જણાઈ તથા તેણે કરીને કેટળી બધી નવી કલ્પનાઓ તમારા મનમાં આવી વારૂ! ગોવિંદા આ આટળી બધી વાતો-માંથી તમને કંઈજ માલમ પડયું નહીં કે, શું રે?

ગોવિંદ—એઓમાંથી મેં કેટલીએક વાતો જોઈ ખરી, પણ તેઓ તરફ મેં વધારે લક્ષ દીધું નહીં. અને તે જો-વાની મને ઘણી મોજ પણ જણાઇ નહીં. હું તો મારે પાધરો ઘરેજ આવ્યો.

ગુરૂ—જો તમે કંઈ સંદેસો લઇને ગયા હોત, તો તમે ક-રવું તે ઠીકજ હતું; પણ તમે તો મોજ જોવાને સારૂ આ-મુખા ગયા હતા, માટે ક્યાં ક્યાં શી શી મોજ છે, તેણીમેર ચિત્ત દીધું હોત તો તમે ડાહાપણનું કાંમ કરયું હોત. વારૂ, એ પ્રમાંણે આ સંસારમાં કેટલાએક લોકો આંખો ઉઘાડી રાખીને ફરેછે, તથા કેટલાએક આંખો મીચીને ફરેછે; એ-ટલે કેટલાએક લોક એવા હોયછે કે, તેઓ કોઇએકનો હરેક કશી નકારી ચાલથી બીગાડ થયલો જોઈને પોતે ત-ત્કાળ તેવી ચાલ પોતાને અંગે હોય તો તે મુકીદેછે; અથવા સારી ચાલથી કોઈનું ભલું થએલું જોઇને તે પોતે અંગિકાર કરેછે. પણ કેટલાએક એવા મુર્ખ હોયછે કે, તેઓ એ ભેદ કંઈજ જોતા નથી; તોપણ એ ભેદ તરફ લક્ષ દીધાથીજ કેટલાએક લોકોને બિજાઓનાં કરતાં વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાયછે. ભાડુતી લોક તથા ખલાસી લોક ઘણાં દેશ ત-થા ઘણાં મોટાં મોટાં વિખ્યાત શેહેરો જુએછે; પણ તેમને તહિના કંઈ નેસતીની તથા તંબોળીની દુકાંનો, જ્યાંથી તેમને સીધું સામાંન તથા પાંન તંબાકુ લેવાં પડેછે તે તથા· તેજ જનસોનો ભાવ એ વગર બિજું કંઈ માલમ નથી હોતું. પણ જે શોધક તથા શાંણો છે તે ચાર ગાઉ માત્ર ગયો હોય, તોપણ તેટલામાંજ લોકોને ખપજોગી, કેટલીએક વાતોનો શોધજ કર્યા કરેછે. હજારો અવિચારી લોક દેશો

દેશ તથા ખંડ ખંડ ફરેલાછે, પણ શોધક તથા જ્ઞાની લો-
કોને એક સેલ કરવામાંજ જેટલી અકલ તથા જેટલી
ખુશી પેદા થાયછે, તેટલી પણ તેમને હાંસલ થતી નથી.
વારૂ, રામા, તમે પોતાની આંખોનો એવીજ રીતે ઉપયોગ
કરતા રેહેજો. ગોવિંદા, એમ ગાંડાની પેઠે ફરીને કરતા નહીં.
ગમે તેવી વાત જોઈ હોય તો તેણીમેરજ ધ્યાંન રાખતા
જજો, તથા મનમાં પકું જાણજો કે પરમેશ્વરે તમને જે
આ આંખો આપીછે, તે કાંઈ મીંચી રાખવાને આપી
નથી. તો ઠીક ઉઘાડી જોઇને તેઓનું સાર્થક કરવાને આપીછે.

## વિકટોરિઆ રાણીવિશે

### હરિગીત છંદ

હે દેવના પણ દેવતું તતએવ દિલમાં ધર દયા,
જે રાણીજીના રાજથી થીર થઈ અમે સુખીઆ થયા;
તું આપ નિત્યે નવીન વધતું તેજ તેના તાજમાં,
સુખમાં સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૧

વડી પ્રેમવાળી દિલ દયાળી બુદ્ધિશાળી બાઈ છે,
ભરપુર ખુબ ભરાઈ જેના ચિતવિશે ચતુરાઇછે;
નહીં દેશમા લવલેશ દિસે કસુર જેના કાજમાં,
સુખમા સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૨

જે દુષ્ટતામા પુષ્ટ તેના શત્રુ છે સંસારમાં,
જે કષ્ટ જનને કરે ફરતા ફરે ભ્રષ્ટ વિચારમાં;
સંહાર તેનો સદ્ય તું કરનાર ઈશ્વર આજમાં,
સુખમા સદા વિકટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૩

તું ઉઠ ઇશ્વર આવી વખતે અરજ ઉરમા ધારજે,
છળ કપટ ખળના ઝપટ છે તે ચપટ કરી બેસારજે;
એ વેરીઓના વાસને વિખેરી નાખો વાજમાં,
સુખમા સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૪
દિન દિન વિશેષ પ્રતાપ વધતો ચંદ્રનો શુદિમાં ચઢે,
તેમજ રેહ મહારાણીજીનું અતિ તેજ ચઢતું તુજ વડે;
રિપુ કુળને નિરમૂળ કરજે છોડ જેવા છાજમાં,
સુખમા સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૫
અતિ રિદ્ધિ સિદ્ધિ અખુટ તુજ ભંડારમાથી આપજે,
મનના મનોરથ પુરીને વળી કષ્ટ સઘળાં કાપજે;
કરતાર આપો કુશળ એના સકળ રાજ સમાજમાં,
સુખમા સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૬.
બહુ વર્ષ સુધી અચળ એનુ રાજ અમપર હજો,
વળી વંશનો વિસ્તાર જન સુખકાર જગમધ્યે થજો;
ઇશ્વર પ્રતાપે અમલ જામો દેશ બેટ ઘણાજમાં,
સુખમા સદા વિક્ટોરિઆને રાખ પ્રભુ આ રાજમાં. ૭
નિર્દોષ તેનો ન્યાય નિશ્ચળ થઈ જગતમા જામજો,
પ્રતિ દિવશવાર હજાર જય જય કાર વાણી પામજો;
કરીએ અમે ઊંચે સ્વરે ગુણ ગાન એના ગાજમાં,
સુખમા સદા વિક્ટોરીઆને રાખ પ્રભુ આ રાજમાં. ૮
ધરી પ્રેમ પ્રભુની પ્રાર્થના કરી મુખથી એવું માગજો,
જયથજો જગમા રાણીજીની શત્રુનું બળ ભાગજો;
શુભ સ્નેહથી ગાજો તમે સૌ સજન ગામોગામના,
છે છંદ સુંદર નવ નવીન રચેલ દલપતરામના. ૯.

# ઉદ્યોગ.

આપણાં સુખ અને પોષણને માટે જે આવશ્યક છે, એવા ઘણાંએક પદાર્થો ધરતીમાંથી પેદા થાય, એવું સર્વ શક્તિમાન જે ભગવંત તેણે કીધુંછે. પણ તેઓ માહેલો એકપણ પદાર્થ યથાસ્થિત અથવા તુરત ખપમાં આવે એવો મનુષ્યના ઉદ્યોગ વિના ક્વચિતજ મળી આવેછે. અનાજને પકવીને તેની કાપણી કરવી પડેછે; ધાતુને ભોંયમાથી ખોદી કાહાડીને તેનાં વાસણ ઘડવાં પડેછે; સણ તથા રૂને કાંતીને વણવું પડેછે. એ તથા એવી બીજી કૃતિઓથકી પ્રત્યેક માણસ તથા દેશની સંપત્તિ ઉત્પન્ન થાયછે. માટે શરીરે અશક્ત અથવા મંદ બુદ્ધિનો હોય, અને તેણે કરીને કાંઈ કામ થતું ન હોય, અથવા પોતાની કિંવા બિજાની મેળવેલી દોલત પોતાની પાસે હોય, અને બિજી જોઈતી નહોય, તેવાં માણસ સિવાએ બીજાં કોઈને અન્ન, વસ્ત્ર કિંવા હરેક ઉપયોગી વસ્તુની ઇચ્છા હોય, તો તેણે મનુષ્ય માત્રના ઉદ્યોગમાં પોતાનો ભાગ નાખવો જોઈએ.

જે લોકો ઉદ્યોગ ન કરતાં ફળ અથવા જંગલી શિકાર ખાઈને જીવેછે, તેઓ જંગલી અવસ્થામાં છે, એમ કેહેવાયછે. અમેરિકામાં ઇન્દિઅનો, કાફ્રિઓ અને અસ્ટ્રેલિયાંમાં અસલી રેહેવાસીઓ એવીજ અવસ્થામાં છે. એમની ઉપજીવિકા કરવાની રીત ઘણીજ દુઃખકારક છે; તેમને સુખદાયક અન્ન અથવા વસ્ત્ર નથી; અને મોંઘાઈના વખતમાં પોતાની પાસે અન્નનો સંગ્રહ નહીં, તેથી ઘણીવાર તેઓમાંથી ઘણાં માણસો ભૂખે મરી જાયછે.

જંગલી દેશમાં એક ચોરસ મૈલ જગ્યાથી એક કરતાં વધારે માણસનું ગુજરાન ક્વચિતજ થાયછે.

જે લોકો ઉદ્યોગી હોયછે તેમની ઉપજીવિકા ઘણી સારી રીતે થાયછે. તેઓ ઢોર તથા બકરાં પાળેછે, અનાજ પકવીને તેની કાપણી કરેછે, પોતાને માટે ઘરો બાંધેછે, અને વાંહાણો ભરીને બીજાં દેશોમાની ઉપજેલી જનસો પોતાનાં દેશમાં આંણેછે. એવી રીતનાં તેમને અનેક સુખછે, પરંતુ જંગલી લોકોને તે સુખનો સ્વાદ પણ માલમ નથી. લોકો ઘણું કરીને પોતાના ઉદ્યોગ પ્રમાણે સારી અથવા માઠી સ્થિતિમાં હોયછે. સર્વ દેશના લોકો કરતાં જર્મન, સ્વિત્સ, ફ્રેંચ, વિલંદા, અને બ્રિટિશ, એ અતિ ઉદ્યોગી લોકો છે; તેથી તેમની સાધારણ વ્યવહારની સ્થિતિ ઉત્તમ છે. તેમના દેશમાં એક ચોરસ મૈલ જમીન ઉપર એકસોથી ત્રણસેં માણસ સુધી રેહેછે. આ પ્રમાણે આપણને જણાયછે કે જે દેશમાં ઉદ્યોગ મુતલક ન હોય, ત્યાંના કરતાં જ્યાં ઘણો ઉદ્યોગ હોય, ત્યાં લોકોની વસ્તી વિશેષ હોયછે તથા તેઓ ઘણાજ વધારે સુખી હોયછે.

એજ પ્રમાણે પ્રત્યેક માણસ વિશે જાણવું. જે પુરૂષ કામ કરતો નથી, અથવા હરેક રીતે પોતાના મનુષ્ય ભાઈબંધનાં ઉપયોગમાં આવતો નથી, તેને તંગી પડેછે; પણ જે માણસ કામ કરેછે, તેને થોડાં ઘણાં સુખથી ઉપજીવિકા કરવાનું સાધન મળેછે. જે પ્રમાણે માણસ ઉદ્યોગી અને પ્રતીતીત અથવા તેથી વિરૂદ્ધ હોયછે, તેજ પ્રમાણે તેમના રોજગારમાં પણ બરકત થાયછે. સઘળી સારી વસ્તુઓ ઉદ્યોગથકી પ્રાપ્ત થાયછે, એવો નિયમ જે પરમેશ્વરે બાંધ્યોછે, તેમજ ઉદ્યોગ માણસને ઉપયોગી પડે તથા પ્રીય

લાગે એવો નિયમ પણ બાંધ્યોછે. આપણાં મનને તથા હાથને કામે લગાડવા સારૂ કાંઈ પણ ઉદ્યોગ ન હોય, ત્યાં સુધી આપણે નિરોગી અથવા સુખી રેહેનાર નથી. તેમજ વળી આપણને અતીશય કષ્ટ અથવા ઉદ્યોગ કરવો ન જોઇએ; કારણ તેવું કીધાથી આપણાં શરીરનું બળ કમી થાયછે, અને આપણને રોગ પેદા થાયછે, તે સઘળું આળસના પરિણામ કરતાં પણ માઠું છે. ઘણું કરીને એવું માનવામાં આવેછે, કે રવિવાર વગર હરેક દહાડામાં સાડાત્રણ પોહોર કરતાં વધું કાંમ કરવું શરીરને સુખ કારક નથી.

---

## ક્રેસિન્.

પ્લિનિ નાંમે પ્રાચીન ગ્રંથ કર્તા એવું લખી ગયોછે કે ઇટાલી દેશનાં એક પ્રાંતમાં ક્રેસિન નામે કોઈ પુરૂષના ખેતરનો સારો દેખાવ અને ઘણી ઉપજ જોઇને ત્યાંનાં લોકોને આશ્ચર્ય લાગ્યું. તેમની પોતાની જમીન દરિદ્ર અવસ્થામાં તથા ઉજડ હતી, તેથી તેઓએ વિચાર કીધો કે ક્રેસિનની જમીનમાં આટલો બધો પાક ઉત્પન્ન થાયછે, માટે એ ધણી કાંઈ પણ જાદુ ચલાવતો હશે. તે ઉપરથી તેઓએ તેને ન્યાયાધિશ પાસે આણ્યો, અને તેના ઉપર જાદુનું તોહોમત મુક્યું.

જ્યારે ક્રેસિનને જવાબ દેવાને બોલાવ્યો, ત્યારે પોતાની એક બળવાન છોકરી, તથા તેનાં ખેડવાનાં હથિયાર, તથા તેનાં હોળ ખેંચનારાં ઢોરો, એ સર્વ તેને હાજર કીધું, અને બોલ્યો,-

"મારા ખેતરમાં જે ઝાડવાં ઉગેછે તે આ છોકરી નીદેછે; અને તે જમીનમાં સારો પાક આવે માટે હું તેમાં સંભાળીને ખાતર નાખુંછું. જુઓ મારાં સર્વ હથીયાર સારી અવસ્થામાં છે, અને મારાં ઢોરોને હું સારી પેરે મેહેનત લઈને ખવાડુંછું, તેથી તેઓ આખા ગાંમમાં સઘળાં ઢોરો કરતાં જોરાવર છે." વળી તે બોલ્યો, "જુઓ, મારાં ખેતરના વહીવટમાં જે જાદુનો ઉપયોગ હું કરૂંછું, તે સઘળું આ. કોઈ પણ મારો પડોશી એજ સાધનોનો ઉપયોગ કરશે, તો તેને પણ મારી પેરે એવીજ સારી રીતે પાક મળશે."

ન્યાયાધિશો બોલ્યા, "હમે આજ સુધી એનાં કરતાં સારી તકરાર કદી સાંભળી ન હતી." એમ કહીને ક્રેસિનના ઉદ્યોગનાં ઘણાએક વખાણ કરીને તેને રજા આપી.

## જા અને આવ એની વચ્ચે તફાવત.

સરેમાં એક ગૃહસ્થ પાસે વરસ દહાડે બે હજાર રૂપીઆ ઉપજની જમીન હતી, તે પોતે ખેડતો હતો; તથાપિ તેને દેવું થયું તે ફિટાડવાને તેને પોતાની અરધી મિલકત વેચવાની જરૂર પડી. પછી તેણે બાકી રહેલી અરધી એક ખેડુતને એકવીસ વરસને પટે ગણોતે આપી. તે મુદત પુરી થતાં પેહેલાં તે ખેડુત ગણોત લઈને આવ્યો. અને તે જમીનદારને પુછ્યું "તમો તમારી જમીન વેચશો?" જમીનદારે કહ્યું "શું તમારે ખરીદ કરવીછે?" ખેડુતે જવાબ દીધો, "જેમ તમારી મરજી." તે ગ્રહસ્થ બોલ્યો.– "એમ કેમ થયું? કે ગણોત ન આપતાં એ કરતાં બમણી

જમીનની ઉપજ વડે મારું ગુજરાન ચાલ્યું નહીં, અને આટલી નાની ટુકડીની ઉપજથી પોતાનું ગુજરાન ચલાવીને વળી ગણોત આપ્યા છતાં તમે આટલું બધું ધન મેળવ્યું કે તે ખરીદ કરવાને પણ સમર્થ થયા." ખેડુતે હસતાં જવાબ દીધો, કે "બે શબ્દોથી તફાવત પડયો; તમે કહ્યું કે 'જા,' અને મે કહ્યું કે, 'આવ.'" તે ગ્રહસ્થે પછ્યું, "એનો અર્થ શો?" ખેડુત બોલ્યો, "તમે પથારી ઉપર પડી રેહેતા, અથવા મોજ મારતા અને પોતાનાં કામ ઉપર બીજાને મોકલતા; પણ હું તો પરોઢિયે ઉઠતો, અને મારાં કામની તજવીજ પોતે કરતો."

## લાકડાં—ઝાડો.



જાડાં અને તરેહવાર સારી માઠી જાતનાં ઘણાંએક લાકડાં થાયછે. જ્યારે ઝાડો ઘણાં વરસો સુધી વાધ્યા કરેછે, અને લાંબાં તથા જાડાં થાયછે, ત્યારે તેઓને જડમાંથી

કાપી નાખેછે. પછી તેની ડાળો કાપી નાખેછે, તેના લાકડાં બનેછે. તે લાકડાંને પછી કરવતીથી કાપી તેના ભારવટીયા અને લાંબાં પાટિયાં વહેરેછે; એટલે તેમાંથી પછી ખુરસી, ટેબલ, નિશાળમાં બેસવાના બાજઠો, ઘરોના દાદરો, બારણાં, ગાડી–ગાડાં, અને બીજી ઘણીએક ચીજો સુથારો ઘડીને તૈયાર કરેછે. દેવદાર, એલમ, બીચ, અને ઓકના ઝાડો બ્રિટન દેશમાં સાધારણ થાયછે; અને એઓમાં દેવદાર, એ સઉ કરતાં નરમ અને ઓક સઉ કરતાં સકત લાકડું છે. મેહાગની એ એક ઘણીજ સારી જાતનું લાકડું છે. એને પારકા દેશોથી આણેછે અને તેમાંથી શોભયતી ટેબલો, ખુરસીઓ, અને ઘર શિણગારની બીજી ચીજો બનાવેછે. આ દેશમાં જે લાકડું વપરાયછે તે ઘણું કરીને સાગ, સીસમ, ફણસી, દેવદાર, રાયણ, વગેરેની જાત હોયછે. હાલના ઘણાંખરાં નામીચાં વાહાણો તથા મોટ મોટી ઈમારતોમાં સાગનું લાકડું ઘણું કામમાં લાવેછે, અને ઘરશિણગારની બનાવટનાં કામમાં સીસમ અને ફણસી ઘણું ઉપયોગી છે. સીસમ તથા ફણસીને જ્યારે ઘણીજ કારીગીરીથી રંગી સફાઈદાર કરેછે, ત્યારે તેઓ અતિશય શોભાયમાન દેખાયછે. હિંદુસ્થાનથી સીસમનો બનાવેલો કેટલોએક સામાન ઈંગલાંડ ખાતે જાયછે. હિંદુસ્થાનમાં સાગ તથા સીસમ અને બીજાં તરેહવાર જંગલી લાકડાંઓના મોટાં જંગલો છે. તેમાં મલબાર પ્રાંતમાં તો સાગનાં ઘણાંજ મોટાં જંગલો છે. સીસમ, કાળું અને સખત છે, અને ફણસીનો રંગ પિળો છે પણ જેમ જુનું થાયછે, તેમ તે ત્રાંબાના જેવો રંગ પકડેછે.

વળી ઝાડોમાંથી સ્વાદિષ્ટ ફળો પણ ઉત્પન્ન થાયછે. તેઓનો દેખાવ ઘણોજ ખુશનુમા હોયછે. તેઓની છાયા ઉનાળાની ગરમીમાં સુખ આપેછે. કોઈ વખતે ખેતરોમાં અને બાગોમાં ઝાડો એકલાં ઉગેછે; અને કોઈ વખતે ફળવંત જમીન અથવા જંગલોમાં તેઓ જત્થાબંધ સાથે ઉગેછે. બ્રિટનમાં ઘણાં મોટાં જંગલો નથી, કેમકે ત્યાંની જમીન ખેતીવાડીને સારૂ ઉપયોગમાં આણેલી હોયછે, પણ ઉત્તર અમેરિકામાં ઘણાં મોટ મોટાં જંગલો છે. જેઓને હાલમાં કાપી નાખવાનું કામ ચાલ્યુંછે. ઈંગ્લાંડમાં જે લાકડાં વપરાયછે તેમાંનાં ઘણાએક લાકડાં વાહાણો ભરીને ઉત્તર અમેરિકાથી આવેછે.

બીજી નાની વનસ્પતીઓની માફક ઝાડોમાં પણ મુળિયાં વાટે થડમાં, અને તેમાંથી ડાળીઓમાં, રસ ચડેછે. પ્રત્યેક ઝાડ ઉપર છાલ હોયછે, તે છાલ ઝાડને નુકસાનીથી બચાવવાને, તથા તેને ઉગવામાં મદત કરવાને ઘણી કામ આવેછે. ઝાડોની છાલને ઘણું નુકસાન પોંહોચે તો તે ઝાડ નબળું થઈ જાય, અને જલદીથી મરણપામે; એટલા માટે કોઈ પણ છોકરાંઓને યોગ્ય નથી કે, ઝાડની છાલ ચાગી અથવા કાપી નાખે; અથવા તેને કોઈ પણ રીતે નુકસાની યા ઈજા પોંહોંચાડે. તેઓ કેટલું નુકસાન કરેછે, તે કાંઈ તેઓં સમજતાં નથી.

# વખત.



સવાર એ શું છે તે સઘળા શખસો જાણેછે. જ્યારે આપણે પથારીમાંથી ઉઠીએછૈયે, અને સ્નાન કરીએછૈયે, અથવા હાથ મોહું ધોઈએછૈયે, અને સૂર્ય પ્રકાશવા માંડેછે, તે વખત તે સવાર છે. વળી સઘળા લોકો રાત ક્યારે પડેછે તે પણ જાણેછે. આપણે સુઈએછૈયે, અને સૂર્યની રો-શની આપણને દેખાતી નથી, અને અંધારૂ થાયછે, તે વખત રાત છે. એક સવારથી તે બીજી સવાર સુધીનો જે વખત તેને દહાડો કેહેછે.

દહાડાનો વખત ગણવાનો અનુક્રમ આ પ્રમાણે છે; પ્રથમ સવાર, ત્યાર પછી પેહેલો પોહોર, પછી બપોર, પછી સાંહાંજ, અને રાત પડેછે. લોકો સવારે ઉઠીને પોતાનો નાસ્તો ખાયછે. પેહેલા પોહોરથી તે પાછલા પોહોર સુધી ઉદ્યોગ કરેછે, હરેછે ફરેછે; પાછલા પોહોરે તેઓ જમેછે, અને ત્યારપછી તેઓ ચાહા પીએછે, અને પાછા તેઓ ફરીથી કામે લાગેછે; અથવા કોઈ બીજી રીતે દીલને પસંદ પડે તે કામ કરેછે. કેટલાએક લોકો વળી રાત્રે પણ જમેછે, અને પછી તેઓ

પથારીમાં સુએછે, અને તેમાં તેઓ સવાર સુધી સુઈ રહેછે. સાંજરે અંધારૂં પડેછે, ત્યારે આપણથી સુવાય નહીં, માટે આપણને પસંદ પડતી ચીજ કરવાને અજવાળું આપવાને સમેદાનીઓ અને દીવા સળગાવેછે.

દહાડાના કલાકો કીધેલાછે. પ્રત્યેક દહાડાના ચોવીસ અવર એટલે કલાકો કીધેલાછે. પ્રત્યેક અવરની સાઠ મીનીટ, અને પ્રત્યેક મીનીટની સાઠ સેકંડ હોયછે. સવારના એક વાગાથી તે બપોરના બાર વાગા સુધી કલાકો ગણ્યામાં આવેછે. બરોબર બાર વાગતે સુરજ માથે આવેછે, ત્યારે એમ કેહેવાયછે કે, તે પોતાનાં મધ્યાંન વ્રત ઉપર છે. બપોરના બાર વાગ્યા પછી આપણે પાછા એકથી બારસુધી ગણીયેછૈયે, અને જ્યારે રાતના બાર વાગેછ, ત્યારે મધ્ય રાત પડેછે, અને પછી એમજ પાછા સવારના એકથી ગણુતા જવું. મધ્ય દિવસ અથવા બપોરના બાર વાગેછે, તે વખતને મધ્યાંન કરીને કેહેછે. મધ્યાંન એ શબ્દ સંસ્કૃત ભાષાનો છે, અને એનો અર્થ દિવસનો વચલો ભાગ એવો થાયછે. મધ્યાંનથી સાંજ પડતાં સુધીનો જે વખત તેને પાછલો પોહોર કેહેછે, અને એમજ સવાર પડ્યા પછી બપોર થતાં સુધીના વખતને પેહેલો પોહોર કેહેછે.

દહાડાના કલાકોની ગણત્રી છે તેથી ઘણું સારૂં છે, કેમકે તેથી કરીને કેટલા વાગ્યાછે, અને કેટલી મીનીટો થઈછે તે લોકોને હમેશ બરોબર માલમ પડેછે; અને તેથી કરીને યોગ્ય વખતે કામ કરવાને બની આવેછે. અવરની બરોબર ગણત્રી થવા માટે વાગતાં અને મુગાં ઘડીઆળોની યુક્તિઓ કીધેલીછે, ઘડીઆળો ઘણાં ચમત્કારિક યંત્રો છે,

તેઓના યોગથી વખતની બરોબર ગણત્રી થાયછે, અને તેઓની તખતી ઉપર ફરતા બે કાંટામાં મોટો કાંટો જે હોયછે તે માત્ર મીનીટ બતલાવેછે તથા નાનો કાંટો અવર બતલાવેછે. ઘડીઆળોમાં જોઇને દરએક છોકરા અને છોકરીઓએ દહાડાના અવરો જાણતાં શીખવું જોઈએછે, કે જેથી કરીને કેટલા વાગ્યાછે એવું કોઇને પુછવું નહીં પડે. અને નિશાળે જવાનો કિંવા હરેક કેણે જવાનો વખત થયો કે નહીં, એ પોતાની મેળે તેઓને સમજાશે.

## રાત્ર.



છોકરાંઓ રાત્રમાં શી શી ખુબીછે તે તમો જાણોછો? હાજી. એટલું તો જાણીએછિયે કે સૂર્ય અસ્તપામેછે ત્યારે અંધારું થાયછે; કે જેને આપણ રાત્ર થઈ એમ કહીએછિયે. અંધારામાં ખુબી શું હોય, તે અમને તો કાંઈ ખબર નથી.

છોકરાંઓ તમો ચુકોછો. રાત્રમાં એક મોટી ખુબી એ છે કે તે બધી રીત આરામએસનો વખત છે. સૂર્યની

રોશની ગયા પછી આપણી આંખમાં ઊંઘ જલદી આવેછે; કાંકે પુષ્કળ પ્રકાશ હોવાથી માણસને જલદી ઊંઘ નથી આવતી. મુસાફરોને જ્યારે મુસાફરી કરવી હોયછે, ત્યારે તેઓ ઘણોખરો રાત્રનો વખત વધારે પસંદ કરેછે; અને કેહેછે કે રાતને પોહોર વધારે મજલ કપાશે. એ વાત બેશક ખરી છે. આપણે દહાડાના થાકેલા રાત્રે બે ઘડી ઊંઘીએછ તો આપણા જીવને કેટલો વિશ્રામો લાગેછે; અને સવારે પાછા તાજા થઈ ઊઠીએછ ત્યારે આપણું કામ કરવાને કેવા આપણે પાછા કૌવતમંદ થયલાં હોઈએછેયે!

જ્યારે આસમાન સાફ હોયછે અને સઘળા સેતારાથી તે ભરાયલું હોયછે, ત્યારે રાત્રનો વખત આપણને કેટલો બધો આનંદી લાગેછે. કેટલાંએક હવાના રેહેવાશીઓ ગાયન કરવાને સારૂ રાત્રનો વખત બહુ પસંદ કરેછે; તેમાં ઘણું કરીને બુલબુલ પક્ષિ તો રાત્રનોજ વખત હમેશા લેછે. વળી તે વખતે તેનું ગાયન અતિશે મધુર લાગેછે, અને તેથી આપણા આત્માને કેટલો સંતોષ થાયછે તે મારાથી તમારી આગળ કેહેવાઈ શકાતું નથી; તે તો તમો ભોગવો ત્યારે તમો સમજશો.

વળી ખોદાતાલાની બંદગી અને તેને ઈઆદ કરવાનો સર્વથી સારો અને નિરાંત વખત જો જોઈશું તો રાત્રનોજ છે. ટુંકામાં તમને કહુંછું કે તે સાહેબે જે કાંઈ કીધુંછે તેમાં તેણે કાંઈપણ ખામી કીધી નથી. જે કાંઈ ખામી આપણને નજર આવેછે તે સર્વ આપણી કમઅકલ અને અજ્ઞાનપણાના સબબથી છે. હે સંપૂર્ણ જ્ઞાની ઈશ્વર! કોણ તારી કરામત પુરી સમજી શકેછે! જે કોઈ

એમ બોલે કે ઈશ્વરની સઘળી કુદરતને અમે બરોબર પીછાનીએછૈયે, તો તેઓ પોતાની મુર્ખાઈ અને અભિમાન શિવાય બીજું કાંઈ વધારે નથી બોલતાં. એક ધર્માચાર્યે કહ્યુંછે તે પ્રમાણે, "તેઓ પોતે ડાહાપણવાળા છે એવું સાબીત કરવા જતાં, તેઓ પોતે મુર્ખ છે એવું સિદ્ધ કરી દેછે."

---

## अंग्रेजी महिना विशे.

અવર   અલ્લુ   મૃગશાર   બોજ.

### દોહરા.

જાનેવારી જાણજો, ફેબ્રુઆરી ફરી હોય;
માર્ચ અપ્રીલ મે પછી, જુન જુલાઈ જોય. ૧.
એ પછી મારા અગષ્ટ છે, સપ્તેંબર સુખધામ;
અકટોબરના અંતથી, નકી નવેંબર નામ. ૨.
પછી ડીસેંબર દેખીને, ખરેખરી કર બોજ;
તો તેના ત્રણસેં અને, પાંસઠ પુરા રોજ. ૩.
ચાર છ નવ અગીઆરમાં, તેના તો દિન ત્રીશ;
અવરે એકત્રીશ છે, બીજે અઠ્ઠાવીશ. ૪.
અલ્લુ ચોથા વરસનો, બીજે જે બોલાય;
તે તો ઓગણત્રીશનો, ગણતાં એમ ગણાય. ૫.
વરસ બેસતાં બારમી, તારીખ તે સંક્રાંત;
જુન પાંચમીએ જઈ મળે, રવિ મૃગશાર નહીં ભ્રાંત. ૬.

તાપ તપે મે માસમાં, જુન ગરજે ઘમઘોર;
અકટોબરમાં આળસે, જળ વરસાનું જોર. ૭.
ઇસવી સનના આંકમા, છપન મેળીએ છેક;
સંવત વિક્રમનો વળી, આવે એજ વિવેક. ૮.
એ સંવતથી એકસો, તથા હશે છત્રીશ;
શાક શાલિવાહન તણો, ચૈત્રે ચઢયો કહીશ. ૯.
દગ સુંદર આ દોહરા, કસ્યા સર્વને કામ;
વિગતે અમદાવાદમાં, રહીને દલપતરામ. ૧૦.

## રંગ.

જગત કર્તાએ આ દુનિયાંમાં સઘળી ચીજો એવી રીતે બનાવેલીછે કે, તેઓને જોયાથી આપણને ખુશી ઉત્પન્ન થાયછે. આકાશ, ખેતરો, પ્રાંણિઓના ચાંમડાં, સીપો, અને ઘણું કરીને સર્વ ચીજોમાં ખુબસુરત રંગો હોયછે; અને એ રંગો ઉપર આપણે ખુશીથી જોઇએ છૈયે. જે રંગને આપણી આંખ વધારે વાર સુધી જોઇ શકેછે તે રંગ લીલો છે. એટલા માટેજ આ સૃષ્ટિમાં બીજા રંગો કરતાં લીલો રંગ વધારે જોવામાં આવેછે. કેટલા-એક લીલા રંગો ચળકતા અને ખુલ્લા હોયછે અને બીજા વધારે ઝાંખા અથવા છાયા ભરેલા હોયછે. ખેતરોમાં અને ઝાડના પાત્રાંમાં અને ઝાડીઓમાં આ લીલા રંગના સઘળા પ્રકાર જોવામાં આવેછે.

કુદરતી બનાવટમાં તથા માણસોએ હુનરથી બનાવેલી ચીજોમાં પણ ઘણી જુદી જુદી જાતના રંગો હોયછે,

પણ સઘળા રંગો જે આપણે જોઈએછૈયે, અને જેઓ કલ્પ-
નામાં આવી શકેછે, તે માત્ર ત્રણ રંગની તરેહવાર મેળવ-
ણીથી બનેલાછે. એ ત્રણ રંગોને મુળ રંગો કરીને કેહેછે.
લાલ, પીળો, અને આસમાની એ ત્રણ મુળ રંગો છે,
તેમાંથી બીજા રંગો બન્યાછે.

## અસલ રંગ.

| લાલ | પીળો | આસમાની |
| --- | --- | --- |
| | | |

જ્યારે આ રંગોને જુદી જુદી રીતે મેળવેછે, ત્યારે તે-
ઓમાંથી બીજા રંગો ઉત્પન્ન થાયછે; તે રંગોને "મિશ્ર"
રંગ કરી કહેછે. "મિશ્ર" આ શબ્દનો અર્થ એ જે,
બે અથવા વધારે ચીજોની મેળવણી કરીને તેઓને એક
બનાવવી. નીચે જણાવેલા કેટલાએક મિશ્ર રંગો છે.

**લીલો**—પીળો અને આસમાની એઓની મેળવણીથી લીલો
રંગ બનેછે. વધારે આસમાની અને થોડા પીળો જો મે-
ળવીએ તો તે લીલો રંગ વધારે કાળાસ મારેછે, અને ઘેરો
લીલો રંગ થાયછે.

**નારંગી**—પીળો અને લાલ એઓની મેળવણીથી નારંગી
રંગ બનેછે.

**જાંબુડો**—આસમાની અને લાલ એઓની મેળવણીથી
જાંબુડો રંગ થાયછે. તેમાં જો વધારે આસમાની મેળવી-
એતો કાથો રંગ થાયછે.

એ શીવાય બુરો, ઘેરો, અબાશી, વાદળી, અને બીજા
રંગો પણ એજ રીતે મુળ રંગો મેળવ્યાથી ઉત્પન્ન થાયછે.

ધોળો રંગ એ પૂર્ણ પ્રકાશ છે, અથવા સઘળા રંગોનો

જાય છે, અને કાળો રંગ પૂર્ણ અંધકાર છે. જો વાસ્તવિક કહિયે તો, ધોળો અને કાળો એ કાંઈ જુદા રંગ નથી, પણ તેઓ ખુદરતના અને હુન્નરના કામોમાં જોવામાં આવેછે. બરફ એ ધોળા રંગનો એક ઉત્તમ નમુનો છે; અને તેમજ મલમલ, અને એવાંજ બીજાં રૂનાં કપડાં અને કાગજ, એ ધોળા રંગના છે. ધોળાને કોઈ વખતે ખાલી અથવા કોરૂં કરીને કેહેછે, જેમકે કોરૂં કાગજ. રાત્રે બીલકુલ અંધારૂં હોય ત્યારે, અથવા જે ઓરડામાં રોશની ન હોય, ત્યાં આપણને કાળારાનો દાખલો મળી આવેછે. કેટલાંક લુગડાંને કાળાં રંગેછે; જેમકે કાળી પાગડી, કાળું વાસકુટ, ઈત્યાદી.

દુનિયાની અંદર પક્ષિઓના પીછાંમાં અને ફુલોમાં ભાત ભાતના ખુબસુરત રંગોના નમુના જોવામાં આવેછે. ધનુષ્ય (વરસાદની કમાન) માં પણ એક સરખી રીતે ગોઠવેલા રંગનો એક સારો મેલાપ અથવા એક બીજાને મળતા આવે એવી રીતે રંગોની રચના થએલીછે. સૂર્યની રોશનીનાં કિરણો વરસાદના ટીપાંઓની આરપાર પ્રકાશ્યાથી, ધનુષ્ય (વરસાદની કમાન) ના રંગો થાયછે. તેમાં નીચેની ગોઠવણ પ્રમાંણે ત્રણ મુખ્ય, અને ચાર મિશ્ર રંગ હોયછે. ધનુષ્ય અથવા કમાંનને મથાળેથી શરૂ કરીએ તો, સાત રંગો આ પ્રમાણે હોયછે, લાલ, નારંગી, પીળો, લીલો, આસમાની, જાંબુડો, અને કાથવો. ત્રણ સપાટ બાંજુનો એક કાચ (જેવું કે જુમરનું લુલક) જેને "પ્રિઝમ" કરીને કેહેછે, તેની આરપાર રોશનીના કિરણોને જવા દીધાં હોય તો, તેથી એ સાત રંગોનું ચિત્ર બનેછે; અને એટલા માટે તેઓને કોઈ વખતે "પ્રિઝમેટીક" રંગ કરીને કેહેછે.

એ રંગોની આવી વિચિત્ર ગોઠવણ સર એસાક ન્યુટન નામના એક મહાવિદ્વાન પુરૂષે પ્રથમ શોધી કાઢીછે, અને વળી એજ વિદ્વાન પુરૂષે પ્રકાશ વિષે બીજી ઘણી નવાઈ જેવી શોધો કીધીછે. આકર્ષણ શક્તિવીશે પેહેલ વેહેલો વિચાર પણ એજ નામાંકિત પુરૂષે આપ્યો હતો. એ વગર જ્યોતિષ શાસ્ત્રમાં પણ એ મહાવિદ્વાન પુરૂષે ઘણી એક શોધો કરીછે.

## તેજાનાનાં ઝાડો.

તજ, લવંગ, જાયફળ, જાવંત્રી, ઇત્યાદિ જીનશોને તેજાના કહેછે. આ સઘળાં તેજાના ખુશબોદાર હોય છે. તેનો સ્વાદ કાંઈક તીખાશ ઉપર હોયછે. એ જીનસો ગરમ દેશમાં થઈ શકેછે. થંડા દેશોમાં થતી નથી. એશીઆખંડની દક્ષિણ દિશાના ટાપુઓમાં અને અમેરિકા ખંડના વેસ્ટ ઇંડિઆના ટાપુઓમાં એનાં ઝાડો પુષ્કળ થાયછે. તજનું ઝાડ મોટું હોયછે, અને તેની છાલ એ તજ છે. એ તજનો સ્વાદ લગાર ગિડો હોયછે. સઉથી સારી તજ હિંદુસ્થાનની દક્ષિણ દિશાએ સીલોન નામે બેટ છે ત્યાં થાયછે. એની ખુશબો એટલીતો સારી છે કે, ઢોર તથા પશુઓ જો દૂર હોયછે, અને એનો વાસ આવતાં તેઓ વચમાં ગમે એવી કાંટાની વાડો હોએ તો તે ભાંગીને અંદર પેશીને સઘલાં ઝાડો ખાઈ જાયછે, તેથી ખેડુતોને એ વિશે ઘણી તપાસ રાખવી પડેછે. તજનાં ઝાડનાં પાતરાંનો રંગ કાંઈ ઘણો શોભીતો નથી. એ ઝાડનો

નવો પીલો ફુટેછે ત્યારે તેનો વાસ ઘણોજ સારો આવેછે અને તે ગુલાબી રંગનો હોયછે. આ ઝાડની ડાળીઓ ત્રણ વરસની થાયછે, એટલે તેના ઉપરની છાલ ઊખેડી લેછે. આ છાલના ત્રણ પડ હોયછે તે મધેના ઉપલાં બે પડ કાહાડી નાખીને તે માહેલું ત્રીજું પડ કામમાં લેછે. એ છાલને સુકવ્યાથી લીલો રંગ બદલાઈને રાતો થાએછે.

લવંગનું ઝાડ જમરૂખનાં ઝાડના જેવું મોટું થાયછે. એ ઝાડ ઘણુંજ શોભાયમાન હોએછે, કાંકે એ ઝાડનાં પાતરાં હમેશ લીલાં રેહેછે. એનાં ફુલ ગુચ્છાદાર અને ગુલાબી રંગનાં હોયછે. એ ફુલની કળીઓને સુકવેછે તેને "લવંગ" કરી કેહેછે.

જાયફળનાં ઝાડના પાંદડાં લીલા રંગના હોએછે; એના ફુલના ઝુમખા થાયછે તેથી એ ઝાડ પણ ઘણુંજ શોભાયમાન હોયછે. જ્યારે એના ઉપર ફળ થઈને પાકેછે તે વેળા તેના ઉપરની છાલ ફુટી જાએછે, અને તેમાથી ચળકતા લાલ રંગની છાલ એ ફળના ઉપર વીંટલાએલી આપણી નજરે પડેછે. આ લાલ છાલને જાવંત્રી કેહેછે. આ છાલને તડકે સુકવેછે ત્યારે તેનો રંગ બદલાઈને પીળાશ ઉપર આવેછે. આ છાલના અંદર જે બીજ છે તેને જાયફળ કેહેછે.

## બળતો પહાડ.



આ ચિત્ર એક જ્વાળામુખી અથવા બળતા પહાડનું છે. યુરોપખંડમાં ત્રણ મોટા બળતા પહાડો છે. એશિયાખંડમાં એવા પહાડોની સંખ્યા ઘણી છે, અને અમેરિકાખંડમાં એવી જાતના પહાડોની સંખ્યા વધારે છે, એટલુંજ નહીં, પણ તેઓનો બળવાનો જોર અતિશય ભયંકરછે. બળતા પહાડોને મથાળે હમેશાં એક ખાડો હોયછે, જે રસ્તે આગનો ધુમાડો, અંગારના ગાંગડા, રાખ અને તેવીજ બીજી બળતી વસ્તુઓ બાહેર ઉછળીને પડેછે. જ્યારે એવા પહાડના પેટામાં ઉષ્ણતાનું જોર. ઘણુંજ હોયછે, ત્યારે તેમાંથી મોટામોટા પથ્થરના કકડા, તથા ધાતુઓ તવાઇને પાણી જેવી થઇને પેલા ખાડા વાટેથી ઉછળી બાહેર પડવા અને વેહેવા માંડેછે. કોઇવાર તે એટલીતો જથાબંધ નિકળેછે કે કેટલાએક દિવસ સુધી લાગટ નદીની માફક તેનો પ્રવાહ ચાલેછે; અને આસ-

પાસ પંથરાઈ ગામડાં અને ત્યાંના રેહેવાસીઓના જાન માલની ભારે ખરાબી કરી નાખે છે. આ વેહેની જીનસને ઈંગ્રેજીમાં "લાવા" કરી કેહેછે. જ્યારે જ્વાળામુખી ભારે જોરમાં બળતો હોયછે, ત્યારે તેમાંથી નિકળતાં બળતાંને ઉજાસ આસપાસ ઘણો દૂર સુધી પડેછે, અને રાત્રે એનો દેખાવ દૂરથી જેવો ભયંકાર લાગેછે, તેવોજ જોવાને લાએક થઈ પડેછે.

બળતા પહાડોની સંખ્યા ભુગોળવિદ્યાના લખનારાઓ હવડાં પૃથ્વી ઉપર બસેંની ગણેછે. એ પહાડો કોઈવાર બળતા બંધ થાયછે, અને તેજ હાલતમાં કોઈવાર વરસોનાં વરસોસુધી પડી રેહેછે, પણ જ્યારે પાછા પોતાની બળવાની હાલતમાં આવવાનો વખત નજદિક આવેછે, ત્યારે તેમાથી અને આસપાસની જગોએ ઊંડા ગગડાટ જેવા અવાજ જમીનમાંથી નિકળતા સંભળાયછે, અને ધરતીકંપનો આચકો પણ કોઈવાર થાયછે. પહાડ ફાટેછે અને અંદરથી બળતા પથ્થર, ધાતુ ઈત્યાદિ જીનસોનો પ્રવાહ ચાલુ થયો, એટલે પેલા ગગડાટના અવાજ નરમ પડેછે.

"એટના" નામનો એક જ્વાલામુખી યુરોપખંડમાં સિસિલી નામના ટાપુ ઉપર છે. તેનું એક વેળા ફાટવું થયું, ફાટયા પછી તેમાંથી રેતી અને રાખ ઉડવા માંડી, તે એટલી તો નિકળ્યા કીધી કે, તે પહાડની આંસપાસ (૧૫૦) મૈલ સુધી તેઓનો ઢગ બાર ફુટ જાડો થયોહતો. ઈસવી સનની પેહેલી સદીમાં "વસુવીયસ" નામનો એક પાહાડ ફાટયો, જેમાંથી "લાવા"ની એક ભારે રેલ ઉતરી હતી; તે એવી તો જોરમાં કે "હર

ક્યુલેનીયમ" અને "પાંમપીઆઇ" નામના બે ઘણાજ રળીઆમણાં શેહેરો જે પહાડના નિચલા ભાગની નજદીક હતાં, તે એકાએક એ "લાવા"માં ગરક થઈ ગયાં હતાં. ઈસવી સન ૧૭૫૫ માં "એટના" પહાડમાંથી તવાએલી "લાવા"ની એક રેલ આવી હતી, તે રેલ પોહોળાઈમાં–દોહોડ મૈલ, લંબાઈમાં–બાર મૈલ, અને જાડાઈમાં બસેં ફુટ સુધીની ફરી વળી હતી. એટલા ઉપરથી આપણને જરા વિચાર આવશે કે તે પહાડનાં પેટામાં અથવા તેના ઉંડા ગારમાં પદાર્થોનો કેટલો જથ્થો ભરાયલો હશે. ઈસવી સન ૧૫૩૮ માં "નેપ્લસ" શેહેરની પડોસમાં થોડા વખતની અંદર એક મોટો ડુંગર ઉઠી ઉભો થયો હતો, જેનું નામ ત્યાંના રેહેવાશીઓએ "માન્ટન્યુઓ" કરી રાખ્યું હતું. "મેકસીકો" દેશમાં ઘણાએક ખેતરો જે લીલોતરીથી ભરાયલાં સવારના પોહોર સુંદર દેખાતાં હતાં, તેઓની પડોસમાં એક જ્વાળામુખી પહાડ ફાટવાથી તેમાંથી જે "લાવા" ઉભરાઈ તેનો એટલોતો જથ્થો થઈ પડયો કે, થોડા દિવસમાં તે રળિઆમણા ખેતરોને ઠેકાણે છ ડુંગરો ૨૦૦) થીતે ૧૬૦૦) ફુટ ઉંચા ઉઠી ઉભા થયેલા જોવામાં આવ્યા હતા.

## મનુષ્ય જાતી અને તેથી ઊતરતાં પ્રાણી એઓમાં ભેદ.

મનુષ્ય જાતી અને બીજાં પ્રાણી એઓનો મુખ્ય ભેદ એટલોજ કે, મનુષ્યને તર્કશક્તિ છે, અને બીજાં પ્રાણી-

ઓને અંગનું જ્ઞાન માત્ર છે. એ તેઓમાં ભેદ ખરો, તોપણ તર્કશક્તિ કેહેતાં શો અર્થ, અને અંગનું જ્ઞાન કેહેતાં શો અર્થ, એ વાત સારી પેઠે સમજવા માટે જેઓમાં તેઓનો ભેદ અતિ સ્પષ્ટ દેખાયછે એવી ત્રણ વાતો છે.

મનુષ્ય જાતી અને બીજાં પ્રાણી એ બેઉ પક્ષોની બરોબરી જેટલી થાય તેટલી કરવા સારૂ પેહેલાંથીજ જંગલી માણસો વિશે વિચાર કરી જુવો. જંગલી માણસો જંગલના પશુઓની પેઠે ખાવા પીવા વગેરે જે દેહના ધર્મછે, તેનીજ કડાકુટમાં સઘલો વખત ગુમાવેછે. આ ઠેકાણે તો જંગલી માણસમાં અને બીજાં પ્રાણીઓમા પેહેલો ભેદ જે જણાયછે તે એજ છે કે માણસો હથિયાર વાપરેછે.

જંગલી માણસે પોતાને રેહેવાને સારૂ ઘર બનાવ્યું, અથવા તડકાં, વરસાદથી આસરો મેળવવા સારૂ ઝુપડી બાંધી, અથવા ખોરાક સંઘરવા સારૂ કોઠાર બનાવ્યા, તેથી કરીને સસલાં, બીવર, મધમાંખ, અને હરેક જાતના બીજાં પક્ષીઓ જે કરેછે તેથી તેણે કાંઈ વિશેષ કર્યું, એમ નથી. પણ એ કામમાં હથિયાર વગર માણસની કંઈ ગતી નથી. આગળથી કુહાડો પેદા કર્યા વગર લાકડાને સારૂ તેનાથી ઝાડ પણ કપાતું નથી. બિજાં પ્રાણી તો કશું હથિયાર લીધા વગર, પોતીકા અંગના હથિયારો વડે પોતાના દર, રાફડા, તથા પોતાના માળા બનાવેછે.

જમીન ખેડી વાવણી કરવી હોય ત્યારે કોદાલો, અથવા હોળ વગર માણસથી કાંઈ બનતું નથી. અને કાપવાના કામમાં આવવા સારૂ હથિયાર વાંકું વાળ્યા વગર તે વાવેલાં

ધાન્યને તે કાપી શકતો નથી. બીજાં પ્રાણી તો વગર હથિયારે પોતાને સારૂ અને પોતાના કુટંબને સારૂ કાંઈ ખોરાકનો સંગ્રહ કરેછે.

બીજો ભેદ એછે કે, જે કામ માણસ કરેછે, તે સર્વમાં તેમનાથી ભૂલ થાયછે; બીજાં પ્રાણી તો કોઈ પણ કામમાં ભૂલ કરતાં નથી. પક્ષી ઉદાસ થઈને ઝાડની ડાળી ઉપર બેઠેલું, અને પોતાનો માળો અધુરો રહ્યાનું દુઃખ માનીને એ કેમ પુરો થશે એ વાતની મોટી શોચનામાં તે પડ્યું હોય, એવું કદી તમારા સાંભળ્યામાં આવ્યુંછે શું? અથવા મધપુડાના ખાનાં બેડોળ અથવા વાંકાં ચુંકાં તમે કદી દીઠાંછે શું? અથવા મધપુડા કરનારી મધમાખિયોમાં મતભેદ પડ્યા સરખું જણાવાજોગ તે મંડળીમાં વાદ વિવાદ ચાલ્યોછે, એવું તમારા ધ્યાનમાં કોઈ વાર આવ્યુંછે શું? અને વૈદું કહિયે તો, બીજાં પ્રાણી માણસના કરતાં બહુ સારા વૈદ્ય હોયછે; કેમકે તેમને મંદવાડ આવેછે ત્યારે તેઓને ખાવાના કામના નહીં પણ જેનો ગુણ તે મંદવાડ ઉપર લાગુ પડે, એવી વનસ્પતીનો શોધ તેઓમાંથી કેટલા-એક જાતના પ્રાણી કરેછે, પણ માણસોમાં વૈદ્યોની ટોળી એકજ ઓસડના ગુણ વિશે સો વરસ સુધી વાદવિવાદ કર્યા કરશે.

જે જે કામ માણસ માથે કરવાને લેછે, તેઓમાં તેમને વત્તી ઓછી કાંઈપણ ગુચવણ પડેછે. હરેક તરેહના કામ કરી જોયા વગર તેમને કોઈ પણ કામમાં જરા ફાવતું નથી. સંસારમાં જે છેક સેહેલી વાતો છે તે પણ તેઓના કાંઈ અનુભવ લીધા વગર સારી કરાતી નથી.

માણસો ઠોકર ખાઈ ખાઈને સાવધ થાયછે, અને તેમને જે શિક્ષા લાગી તે ઉપયોગમાં આવતાં પેહેલાં તેની અરધી ઉમર તો ગુજરી જાયછે.

ત્રીજો ભેદ એ કે, બીજાં પ્રાણીનું જ્ઞાન, કૌશલ્ય, ઈત્યાદિ, જે છે તેનું તેજ છે; તેમાં કંઈ વધારો થતો નથી. મનુષ્યનું જ્ઞાન, કૌશલ્ય, અને જશ એઓનો નિરંતર વધારો થાયછે. બીજાં પ્રાણી જે કામો કરેછે, તેઓ પોતાના સ્વભાવની પેહેલીજ પ્રેરણા પ્રમાણે, એટલે પરમેશ્વરે જે અંગજ્ઞાન તેઓનામાં કરી મેલ્યું હોયછે તે પ્રમાણે કરેછે; માટે તેઓના કામોમાં મનુષ્યના કામ કરતાં કસર કમ રેહેછે, અને બંદોબસ્ત પક્કો થાયછે; પણ માણસોને પોતાના કામ વિશે પરમેશ્વરે તર્ક તથા વિચાર શક્તિ આપીછે, તેણે કરીને પેહેલ વેહેલી તેમનાથી જે ચુકો થાયછે તે ધીરજ તથા ઉદ્યોગે કરીને સુધારેછે, અને ગુણની વૃદ્ધિ નિરંતર કરેછે.

પક્ષીઓનો માળો બહુજ સુંદર અને પૂર્ણ રચનાનું કામ છે, તોપણ હમણાના સમયની ચલ્લીઓ જે માળા બાંધેછે, તે ચાર હજાર વરસ પેહેલાં ચલ્લીઓએ જે માળા કરયા હતા, તેઓના કરતાં અધિક શોભિતા અથવા સુખદાયક હોયછે એમ નથી. પણ જંગલી માણસો ઝુપડાં બાંધેછે, એઓની સાથે પ્રાચીન ગ્રીસ અને રોમના દેહેરાં સરખાવી જોતાં, માણસો પોતાની ભુલો સુધારતાં સુધારતાં કયાં સુધી બુદ્ધિનો તથા કળાકૌશલ્યનો ઉત્કર્ષ કરશે તે ધ્યાનમાં આવશે.

---

# ધારિષ્ટ.

આપણે હાથે કરીને સંકટ ન સોધવું જોઈએ; કેમકે તેવું કાધામાં મુર્ખાઈ છે. પણ જો સંકટ આવી પડે તો આપણે ધૈર્ય રાખવું, અને હૈયું કઠણ રાખીને શાંતપણે તેની સામે થવું. આપણે ગમે તેવા સાવધાન હોઇએ, તથાપી કોઈ પણ પ્રસંગે સંકટમાં પડ્યા વિના આપણો જન્મ જાય, એવી આશા રાખી શકાતી નથી. આપણા લુગડાં, અથવા જે ઘરમાં રહીયે તે ઘર સળગી ઊઠે; કદાપી આપણે પાણીમાં પડીયે, અથવા જ્યારે ગાડીમાં બેસીને જતાં હોઈયે, ત્યારે ઘોડા ચોંકીને આપણને લઈ નાહાશે; એવ પ્રસંગે આપણા શરીરને જોખમ લાગે; અથવા કદાપી આપણો પ્રાણ પણ જાય. પણ જો આપણે હોશીઆરીથી કામ કરીશું, અને આપણો બચાવ કરવા સારૂ શાંતપણે જે ઉપાય થાય તે કરીએ, તો આપણને એકાએક જોખમ લાગનાર નહીં.

સંકટના ભયથી કેટલાએક જણા એવા ગભરાઈ જાયછે કે પોતાના બચાવ અથવા છુટકાને માટે તેઓથી કાંઈ બની શકતું નથી. એવું થવાથી સંકટ ઘણુંજ વધી પડેછે, અને બાહેર નિકળવા અથવા નાહાશી જવા જેવું હોય તોપણ એ પ્રમાણે બીહીનારાઓને ઇજા પોંહોંચેછે, અથવા તેમનો પ્રાણ પણ જાયછે. કોઈ પણ સંકટની વેળાએ ઘભરાવું નહીં, એ ઘણીજ અગત્યની વાત છે. આપણે ચુપ અને ચોકસ રેહેવાને પ્રયત્ન કરવો જોઇયે, કે જેથી માથે પડેલાં સંકટનું નિવારણ કરવાને જે આપણાથી બની આવે તે કરી

શકયે. એને "ધારીષ્ટ ધરવું" કેહેછે. એ ગુણના સર્વદા વખાણ થાયછે.

જે માણસના લુગડાં સળગીઉઠે તેણે બીજાની મદદ લેવાને દોડી જવું ન જોઇયે. જો આપણે ઉભા રહીયે, અથવા દોડી જઈયે, તો લુગડાં ઘણાં જલદીથી બળેછે, અને તેથી શરીર તુરત દાહાજી ઉઠેછે. સઉથી સરસ ઉપાય એ છે જે ભોંય ઉપર પડી જઇને આલોટવું; કેમકે તેથી બળવાનું કામ તેટલું ઉતાવળું ચાલતું નથી. જો આપણા શરીરની આસપાસ સેત્રંજી અથવા ભારે ઉનનું લુગડું લપેટીએ, તો ઘણું કરીને ભડકો તુરતજ હોલવાઈ જશે.

બળતાં ઘરમાંથી નિકળી જવું હોય, અને તે ઘર ધુમાડાથી ભરાઈ ગએલું હોય, તો તેમાંથી આપણે ઉભા ચાલ્યા જવું ન જોઇએ, જો તેમ કરીએ તો ગુંગળાઈ મરીએ. સરસ યુક્તિ એ કે ઘુંટણીએ ચાલવું; કેમકે સારો વાયુ ભોંયની નજદીક હોયછે.

જો આપણે પાણીમાં પડયા હોઇયે, અને તરતાં આવડતું ન હોય તો આપણે હાથ પગ પછાડવા નહીં, કેમકે તેવું કીધાથી તુરત બુડી જઇશું. આપણાથી જેમ સ્થિર રેહેવાય તેમ રેહેવું; અને આપણા ફેફસાને વાયુથી ભરેલાં રાખવાં. શરીર પાણી કરતાં હલકું છે, માટે જો આપણે ઘણાં બળથી હાથ પગ ન પછાડીએ, તો નિશ્ચય પાણીની સપાઈ ઉપર આવીને ત્યાં સ્થિર રહીશું.

જો હલકી ગાડીમાં બેઠા હોઇયે, અને ઘોડા ચમકીને લઈ નાહાશે, તો તેવાજ આપણે બાહાર કુદી પડવું નહીં. જો બને તો સારી હિકમત સુઝ પડે ત્યાંસુધી સ્થિર થઇને

બેશી રેહેવું. સોવસા તે ઘોડા પોતાની મેળેજ ઉભા રેહેશે, તો પછી મુદલ જોખમ નથી. જો એવુંજ દુરસ્ત લાગે કે ગાડીમાંથી નિકળી જવું, તો પ્રયત્ન કરીને ધીમે રહીને પછવાડેથી ઉતરી પડવું. ધ્યાનમાં રાખવું જોઇએ કે ગાડીમાં બેસીને જતાં આગળ જવાની ગતી આપણામાં પણ આવેછે; તે ગતીને આપણી મરજી પ્રમાણે આપણે અટકાવી શકતા નથી. માટે તે ગાડીમાંથી નિકળતી વખતે તેના માર્ગથી ઉલટે માર્ગે ભુસકો મારવો જોઈયે, કે તે યુકિતએ કરીને એ ગતિના જોરથી આપણે જમીન ઉપર પછડાવવાથકી બચીએ.

---

## વિચારીને બોલવા વિશે.

સુવાક્ય કુવાક્ય

### ઉપેંદ્ર વજ્રછંદ.

સુવાક્યથી સ્નેહ સદૈવ વાધે,  
કુવાક્યથી ક્લેશ હમેશ લાધે;  
અરે કરો એક વિવેક આણી,  
વિચારીને ભાઈ ઉચ્ચાર વાણી. ૧.  
સુવાક્યથી વિશ્વ બધું વખાણે,  
કુવાક્યથી કીર્તિ જનો ન જાણે;  
પડે ચડે જીભ વડેજ પ્રાણી,  
વિચારીને ભાઈ ઉચ્ચાર વાણી. ૨.

પ્રજા જુઓ પોપટ ઘેર પાળી,
સુખે સુઈ ઘુડ સકે ન માળી;
ઉચ્ચારનું કારણ એજ જાણી,
વિચારીને ભાઈ ઉચ્ચાર વાણી. ૩.

ભલી જીભે ભાઇ ભલાઈ તોલે,
બુરી જીભે લોક બુરાઈ બોલે;
ગરીબ કે રાજકુમાર રાણી,
વિચારીને ભાઈ ઉચ્ચાર વાણી. ૪.

સુવાક્યથી દુધ દહીં ઘી દેશે,
અમુલ્યનું મુલ લગાર લેશે;
કુવાક્યથી પાય પળી ન પાણી,
વિચારીને ભાઈ ઉચ્ચાર વાણી. ૫.

મુખેથીરે માનવી વેણ મુક્યું,
ફરીથી તેં તે ન ગળાય થુંક્યું;
વિમાસશો એવી હશેજ હાણી,
વિચારીને ભાઈ ઉચ્ચાર વાણી. ૬.

છરા તણો છેદ ઉપાય સુઝે,
કુવાક્યનો કાપ કદી ન રૂઝે;
ન કાચની કોઠી મટેજ કાણી,
વિચારીને ભાઈ ઉચ્ચાર વાણી. ૭.

ભલો બુરો તાપ તણો ભડાકો,
હવા વિશે હોયજ તો હડાકો;
કહો તમે કેમ શકાય તાણી,
વિચારીને ભાઈ ઉચ્ચાર વાણી. ૮.

### દોહરા.

વિચારીને વાણી વદો,
કદી ન વણસે કામ;
ભારે તોલ તો જન ભલા,
રાખે દલપતરામ.

---

## એક જવાન પુરૂષ જેને સળેખમા થયો હતો.

એક તુરત ધંધે લાગેલા જુવાન પુરૂષને એક રાત્રે નાટકશાળામાંથી ઘેર આવતાં સળેખમા થયો. બીજે દિવસે જો તે પથારીમાં પડી રહ્યો હોત, અને કાંઈ ઓસડ લીધું હોત, તો ઘણું કરીને તેની વિકૃતિ દુર થઈ જાત; પણ પોતાના કામ ઉપર હાજર રેહેવાને તે આતુર હતો, તથા તે કામની ઘણીજ ખબરદારી રાખવાની જરૂર હતી, માટે તેનાથી એક દિવસ પણ ઘેર રેહેવાને બન્યું નહીં. પછી તે પોતાના લખવાના કામ ઉપર મંડયો, તેથી સાંજના તેની પ્રકૃતી જરા વિશેષ બીગડી. તે ખરા સ્વભાવનો માણસ હતો, તથા પોતાનું કામ ચલાવવામાં દ્દઢ હતો, તેથી હજીપણ તેણે બાહાર નિકળવાને મમત કીધી; તેનો પરિણામ એવો થયો કે તેને ગળે આગ ઉઠવા માંડી, પણ તેથી અતિશય વેદના થઈ નહીં, માટે હું ભારે ભયમાં છું એમ તેને લાગ્યું નહીં. કોઈ એક કામ વિશે તે ચિંતાતુર હતો, તે બજાવવાને પોતે આરઠને હાંકવાને ઠેકાંણે બેસીને રાત્રે એક મજલ પણ કીધી. પછી તેનો ઘાંટો બેસી ગયો; તોપણ તે પોતાના વેપારના કામમાં

લાગુ રહ્યો. આખરે એવો દૈવયોગ બન્યો કે એક દાહાડો તેની વખારમાં એક વૈદ્યનું આવવું થયું; તેણે એની અવસ્થા જોઇને કહ્યું કે, "તમે સુતા નથી અને હેરા ફેરા કરોછો તેથી તમારા જીવનું જોખમ થશે, માટે હું સલાહ આપુંછઊં કે ઘેર જઇને તમારો જે વૈદ્ય હોય તેને બોલાવો."

એ વાત તે જુવાન પુરૂષે લાચારીથી કબુલ કીધી. તેને આરામ કરવાને ઘણા પણ ઉપાય કીધા, પણ સઘળા નિષ્ફળ ગયા. તેની સ્વાસ લેવાની નળીનો ઉપલો ભાગ તથા જે નળીઓ ફેફસાંને જઈ મળેછે તે સારી ન થાય એવી રીતે સુઝી ગઈ; પછી તે થોડાંએક અઠવાડીયામાં મરણપામ્યો, અને તેથી તેનું સર્વ કુટુંબ તથા મિત્રો ભારે શોકમાં પડ્યા. આ પ્રમાણે જે માયાળુ સ્વભાવનો હતો તથા જેના ઉપર ભારે આશા હતી, એવો આ એક જુવાન પુરૂષ જરીએક અવિચારી થયાથી પોતાની ભર જુવાનીમાં મરણપામ્યો.

## સિતળા.

સિતળા અથવા જેને આપણે સૈહડ કરી કહીએછે, તે રોગ સઘળાંને તેઓની હૈયાતીમાં એકવાર પણ થવો જોઇયે. એ રોગનો ઉપદ્રવ ઘણુંકરીને બચપણમાં થાયછે. એ વેળાએ ઘણાએક લોક અજ્ઞાનપણાથી બચ્ચાંની ઘટતી દવાઈ કરતાં નથી. તેઓ સિતળા વિશે એવું સમજેછે કે, એતો "માતા" અથવા "દેવી" છે, તે જો દવાઈ કરીએ

તો એ "દેવી" બચ્ચાંને વધારે હેરાન કરશે. તે "માતા" દુઃખ દેતી તો રહી, પણ દવા નહીં કરવાથી બેવકુફીને લીધે, ઘણાએક સારાં બચ્ચાંના શરીરની વધારે ખરાબી થાયછે; અને ઘણીવાર તેઓના પ્રાણનો પણ ઘાત થાયછે. એ રોગ "દેવી" છે, એ વિચારવું માત્ર એક જુઠો વેહેમ છે; વાસ્તે ઘણીજ જરૂરછે કે જે વેળા બચ્ચાંઓને સેહડ અથવા ગોવરૂં આવે, અથવા એવીજ તરેહનો બીજો રોગ ઉત્પન્ન થાય, ત્યારે જેમ બને તેમ જલદીથી તે બચ્ચાંને કોઈ હોશિઆર વઈદ અથવા ડાકટરની સંભાળમાં આપવું જોઇયે; અને રોગ નિવારણ કરવા સારૂ દવાઈ કરાવવી જોઇયે. જે જગોએ એ પ્રમાણે ઘટતી દવાઈ થતી નથી, ત્યાં એ રોગથી સેંકડે ૭૫) જીવનો નાશ થાયછે. પણ જુવો કે ઇશ્વરની કૃપાથકી એ દુષ્ટ રોગનું પુરૂંજ નિવારણ કરવાનો ઉપાય આપણે હાથ લાગ્યોછે, અને તે ઘટતા ઉપાયનો ફાયદો આપણા દેશી લોક લેતા નથી, એ શું થોડું દુઃખ ઉપજાવનારૂં છે? એ ગઉ સિતળાના ઉપાય કીધાથી બચ્ચાંના પ્રાણની ધાસ્તી જતી રેહેછે, એટલુંજ નહીં, પણ તે બચ્ચાંને નકામુ ઘણા દાહાડા સુધી દુઃખ પણ નથી સોસવું પડતું. અગરજો એ ઉપાય કામમાં નહીં લગાડયો, અને સેહડ પોતાની મેળે આવે તો, તેથી બચ્ચાંના જાન વિશે ઘણી ધાસ્તી રેહેછે; અને જો ખોદાની મેહેરબાનીથી તે બચ્ચું મોહોતના પંજામાંથી બચીજાયછે; તોપણ તેને ઘણુંજ દુઃખ ભોગવવું પડેછે, અને સાજું થયા પછી ઘણી વાર બેડોળ થાયછે. માટે સઘળાં માબાપોની ફરજ છે કે જે ઉપાય ઈશ્વર કૃપાથી તેઓને હાથ લાગ્યોછે, તે

કામમાં લેતા રેહવું. બચ્ચાંને ઘણીજ નાની વયમાં, જેવું કે બે ત્રણ માસનું યા ઘણું તો વરસ એકનું થાય એટલામાંજ કોઈ સારા ડાકટર પાસે સિતળા મેલાવવા જોઇએ; જેથી બચ્ચાંને કશી ઇજા થતી નથી, અને વળી તે સાથે તેને પછી ઘણુંકરીને ફરી સિતળા આવતા પણ નથી; જો કદી આવેછે તો ઘણાજ નરમ આવેછે, અને કોઈ પણ પ્રકારે તે સિતળાની ધાસ્તી રેહેતી નથી.

યુરોપખંડમાં સેંકડે ૮૦) માણસો સિતળા મુકાવેલા મળી આવેછે. તેઓમાં સિતળા મુકાવવાની એટલી તો જરૂરીયાત ગણાયછે કે, ગાંમખાતાની સરકારી ચાકરીમાં જ્યારે માણસો રેહેવા જાયછે, ત્યારે તેઓની આબરૂ અને કેળવણી વિશે જેમ પુછપરછ કરેછે, તેમ આ પણ એક પ્રશ્ન પુછવામાં આવેછે કેઃ-"તમે સિતળા મુકાવ્યાછે યા નહીં?" કેટલાક વૈદોનું એવું પણ મત છે કે માણસે પોતાની મોટી ઉમરમાં આવ્યા પછી પણ એકવાર ફરીને સિતળા મુકાવવા જોઈયે, અને તે પ્રમાણે કોઇ કોઇ શખસો ત્રીશ ચાળીસથી તે પચાસ અને સાહાઠ વર્ષની ઉમરે પોહોંચ્યા પછી પણ સિતળા ફરીને મુકાવેછે. વળી કોઈ કોઇતો ગએતા પ્રમાણે દર સાત અથવા દસ વરસને અંતરે મુકાવેછે. એટલી જરૂરીયાત એ સિતળાની યુરોપખંડના લોકોમાં માલુમ પડીછે. આપણા લોકોમાં જે મોટી ભુલ કરી કેટલાંએક લોક વરસ અથવા દર ત્રણ વરસે ફસ અથવા સંગ્રાહ મુકાવેછે, તેને ઠેકાણે સૈહડ મુકાવે તો ઘણુંજ બેહેતરછે.

# સંતોષ.

ખરો અને ખોટો એવા બે જાતનો સંતોષ હોયછે. છેક અણગમતી સ્થિતિમાં આપણે હોઇએ; આપણા અન્ન, વસ્ત્ર તથા બીજી જરૂરની જીનસો ઓછી હોય; જેથી આપણી સ્થિતી સુધરી શકે, એવી આપણા મનમાં અને શરીરમાં શક્તિ હોય; અને આપણું સારૂં કરવાને યત્ન કરવાનું કોઇ પણ પ્રકારે અયોગ્ય ન હોય; એ પ્રમાણે હોયતો, સંતોષ માનીને રેહેવું એ ખોટું છે. એવું પણ બને કે આપણે એવી અવસ્થામાં હોઇએ જે ખરેખરી અડચણો આપણાપર આવી પડે; સરદી ભરેલાં ઘરમાં રેહેવાથી આપણી આરોગ્યતાને નુકસાન પોંહોંચતું હોય; અથવા જે સેહેજમાં સંધાય એવું કાણું આપણા લુગડાંમાં હોય; એ પ્રમાણે હોય તો સંતોષી રેહેવું એ પણ તેટલુંજ ખોટુંછે. જો સૃષ્ટિના આરંભથીજ માણસો જેવી અવસ્થામાં હતાં, તેવીજ અવસ્થામાં તેઓ સંતોષ માનીને પડી રહ્યાં હોત, તથા જે ખરાબીઓનો સેહેલી રીતે ઉપાય થઇ શકે તેઓનેજ શાંતપણે સ્વાધિન રેહેત, તો પૃથ્વિ આજ લગી જંગલી લોકોનુંજ રેહેઠાણ હોત.

ખરો સંતોષ તો તેજ છે કે આપણી બુદ્ધિને તથા સાધનોને માફક આવે એવી અવસ્થામાં, અને જે હરેક ઉપાય અથવા ચિંતા કરવાથી મટે નહીં એવી ખરાબીઓને સ્વાધિન થઇને સહનશીલ અને સુખી રેહેવું. સઘળા એ જાતના સંતોષને પસંદ કરેછે, અને સર્વ સારા માણસો એવા સંતોષની ટેવને માટે પ્રયત્ન કરેછે.

જે માણસ પોતાની મેળે જેટલું સારૂં મેળવાય, તેટલામાં સંતોષ પામતો નથી, તેવા માણસને લોભી કેહેછે. લોભી માણસોથકી ઇશ્વરની વ્યવસ્થામાં એક ઉપયોગી પરિણામ થાયછે; પણ તેઓ પોતે વસ્તુતઃ સુખી હોતાં નથી, કારણ, તેઓ કદી તૃપ્ત પણ રેહેતાં નથી. તેમને એક વસ્તુ મળી, એટલે પછી તે બીજી મેળવવાની આશા કરેછે; તેમને ગમે એટલી આબરૂ મળે, તોપણ તેઓ બીજી વધારે આબરૂની આશા રાખેછે. શિકંદર પાદશાહના વખતમાં જેટલો પૃથ્વિનો ભાગ જાણીતો હતો, તેમાંનો ઘણો ખરો હિસ્સો જ્યારે તે જીતી રહ્યો, ત્યારે બીજું કાંઈ જીતવાનું રહ્યું નહીં, એવું વિચારીને પોતે રોવા લાગ્યો. મોટા અધિકારમાં તથા ઘણી દોલત રાખ્યામાં સદાકાળ ભય હોયછે; માટે તેમાં અસ્વસ્થતા પણ હોયછે; પણ જે પુરૂષ સંસારની સારી વસ્તુઓના મધ્યમ ભાગથી તૃપ્ત રેહેછે, તે નીરાંતથી અને નિર્ભયપણે દહાડા કાહાડેછે. છેકજ થોડામાં સંતોષ માનવો, અથવા જેને દુર કરી રાકયે એવી ખરાબીઓમાં તૃપ્ત થઇને રેહેવું, એ અયોગ્ય નથી ખરૂં, તોપણ સારાંશ એ કે, તૃપ્તિયુક્ત મનવાળા થવું એ સારૂં.

## શાંતીથી એકઠું રહેલું કુટંબ.

એવું લખેલુંછે કે ચીન દેશનો એક પાદશાહ પોતાના રાજ્યના સંસ્થાનોમાં ફરતો હતો, ત્યારે એક વખત એવું બન્યું કે તેને કોઈના ઘરમાં જમવું પડયું. તે ઘરનો ધણી, તેની બાયડી, છોકરાં, વહુઓ, છોકરાંના છોકરાં, અને ચા-

કરો એ સઘળાં પૂર્ણ શાંતી તથા સંફથી એકઠાં રેહેતાં હતાં. આ તમાશો જોઈને તે પાદશાહને આશ્ચર્ય લાગ્યું, તથા તેણે તે કુટુંબનાં વડીલની વિનંતી કીધી કે:—"આટલાં બધાં અને તરેહ તરેહના માણસોમાં સંફ રાખવાનો તમોએ ક્યો ઉપાય યોજ્યોછે?" તે ઘરડા માણસે ખડીયો કલમ કાહાડીને આ ત્રણ શબ્દો લખ્યા "શાંતિ—શાંતિ—શાંતિ."

---

## लोभ अने संतोष विशे कविता.

કાર  પ્રોઢી  હળવો  પોષાવું  સમુળું

ક્ષોભ  મોહ  તુન્ય  વપુવાન

### ચોપાઈ.

લોભે કાર ઘણેરો ઘટે, લોભે માન મરજાદા મટે;
લોભે ન રહે રૂડી રીત, લોભે ન રહે પ્રોઢી પ્રીત. ૧.
લોભે ભલો રહે નહીં ભાર, લોભે ચાલે નહીં વેહેવાર;
લોભે સઘળાં લક્ષણ જાય, લોભે ભારે હળવો થાય. ૨.
લોભે વિદ્યા નવ પોષાય, લોભે પુણ્ય સમુળું જાય;
લોભે લક્ષણ સઘળાં સૂળ, લોભ પાપ સઘળાંનું મૂળ. ૩.
બે લોકે બુડાડે લોભ, મોહ રૂપ એ મોટો ક્ષોભ;
લોભ વિશેછે સઘળા દોષ, સુખનું મૂળ તો તે સંતોષ. ૪.
સંતોષીને ઝાઝાં માન, સંતોષી શોભે વપુવાન;
સંતોષીને શાની તુન્ય, સંતોષીને પૂરણ પુન્ય. ૫.

સંતોષીને મહીપથી માન, સંતોષીને ઓઝાં ધાન;
સંતોષીને એ છે અર્થ, ગાંડા થઈ નવ શોધે ગર્થ. ૬.
કવી સામળ ભટ.

---

## સ્નાયુઓની શક્તિ.

એવી અજમાયસ કરવામાં આવીછે કે, લંડન શેહેરમાં જે મોટા જબરા મજુર છે તેઓ આસરે બશો રતલ બોજો ઊંચકી જાયછે. ટર્કિ દેશમાં તો એવા મજુરો છે કે, તેઓ નાનપણથી ભાર સેહેવાનો માહાવરો રાખેછે, એવું સાંભળિયેછીએ, તેણે કરીને તેઓ સાતશો રતલથી તે નવશો રતલ સુધીનો ભાર ઊંચકી શકેછે. સર્વથી જે નબળા તે સવાસો રતલનો ભારે બોજો હાથ વડે ઉઠાવી શકેછે, અને જબરા છે તે તો ચારશેં રતલનો બોજો ભોંય ઉપરથી ઉઠાવી શકેછે.

ટાફૂમ નામે એક સુથાર ઈંગ્લાંડમાં હતો તેનાથી આઠશો રતલ ભારનો બોજો ઊઠાવાતો હતો. એક વાર તેણે છપ્પન રતલનો ભાર છ ફીટ લંબાઇના એક બાજઠને છેડે બાંધીને તે બાજઠ પોતાના દાંતવડે અને ઘુંટણવડે ઊંચક્યો હતો. એક વખત તેણે ત્રણ તસુ જાડાઇના લોઢાનો ગજીયો પોતાના ડાબા હાથ ઉપર ઠોકીને કાટખુણાની પેઠે વાંકો વાળ્યો; અને તેમજ એક બિજો ગજીયો ડોક ઉપર દાબીને વાંકો વાળ્યો, અને પાછો તેને સીધો કીધો. વળી બે તસુ જાડું ભીંડીનું દોરડું તેણે તડાતડ તોડી નાખ્યું.

ઑક્સફર્ડ નામે શેહેરમાં કેટલાંક વરસ ઉપર એક માણસ રેહેતો હતો, તે ટચલી એટલે છેલ્લી આંગળીએ છપ્પન રતલનો ભાર લટકાવીને અર્ધ મીનીટ એટલે સવા પળ લગી હાથ લાંબો કરીને ધરી રાખતો. તેમજ કોઈ એક માણસની વાત એવી સાંભળી છે કે, તે વાંકો વળીને શરીરની કમાન કરીને બે ત્રણ હજાર રતલ ભારની તોપ પોતાની પીઠ ઉપર સાચવીને ધરી રાખતો હતો.

થોડાં વરસ ઉપર, બેલજોની નામે પ્રખ્યાત પુરૂષ હતો, તે પેહેલો લંડન શેહેરની નાટકશાળામાં તમાશો ખતલાવવા લાગ્યો, તેવારે તેનામાં અંગબળ એટલું હતું કે, દસ બાર માણસોનો મિનારો કરીને તેના ઉપર વળી બે ત્રણ છોકરાં મુકીને તેટલો મીનારો ઊંચકીને રંગ મંડપના આંગણામાં ફેરા ખાતો હતો. તે સઘળાનો ભાર બે હજાર રતલ કરતાં ઓછો નહીં હતો.

માણસની સ્નાયુઓની શક્તિ વડે જે એવાં અદ્‌ભૂત કામો થાયછે, એનો વિચાર આપણે કરતી વખત બીજા પ્રાણીઓના સ્નાયુઓની મોટી શક્તિ વડે જે કામો થાયછે તે જોઈને આપણને વિશેષ આશ્ચર્ય લાગશે નહીં.

હાથીની શક્તિ એટલી છે કે, ત્રણ હજાર અથવા ચાર હજાર રતલનો ભાર સેહેજે લઈને જાયછે. તેની સુંઢમાં તીસ હજાર સ્નાયૂ જુદા જુદા હોયછે, એવી કોઈએ ગણતી કરીછે. એવી વિલક્ષણ સુંઢ વડે તે મોટા મોટા ઝાડોની ઘણી જબરી ડાળો મરડીને ભાંગીનાખેછે, અને પોતાના દાંતવડે તે ઝાડોને પણ ઉખેડીનાખેછે.

સિંહના સ્નાયૂઓને વિશે શક્તિનો કેટલો સંચય હોયછે!

તે પોતાના પંજાના એકજ તડાકા વડે ઘોડાની પીઠનું હાડકું ભાંગી નાખેછે, અને પોતાના ડાચાં વડે ડાકું પકડીને ગબરડી મુકીને નાસતોજ ફરેછે. તે પોતાના દાંત વચ્ચે તેના હાડકાંનો ભુકો કરેછે. અને તે પોતાનો ખોરાક જાણીને ગળી જાયછે.

સ્નાયૂઓને હમેશાં હાડકાનો ટેકો જોઇએ એવો કાંઇ મેળ નથી. વ્હેલ નામે માછલીનું પુછડું કેવળ સ્નાયૂઓનુંજ હોયછે, તોપણ વ્હેલનું મુખ્ય અને જોરાવર હથિયાર જોઈએ તો તે પુછડુંજ છે. એ હથિયાર તેની પાસેછે માટે તેને કોઈની બીક નથી. કોઈએક અસલના વખતનો વર્ણન કરનાર ગ્રંથકાર લખેછે કે વ્હેલ માછલાં આગળ ગમે એવી મોટી હોડી હોય પણ તે ધુળ પ્રમાણે છે; શા માટે કે તેના પુછડાનો એક ઝપાટો મારીને તેના ટુકડા કરી નાખવા જેટલું તેને અંગબળ હોયછે. “શાર્ક” એટલે “તંતુ,” એ નામનું જે માછલું, તેનું પંજર કેવળ નરમ હાડકાનું હોયછે, તેમાં ખરે ખાટનું હાડકું એક, પણ સમુદ્રમાંના સઘળાં પ્રાણીઓ કરતાં તે ક્રૂર કર્મનો કરનાર છે. જે કંઇ તેના સપાટામાં આવે તેને તે પોતાના નરમ હાડકાના ડાચામાં ઘાલીને ઝટ લઇને ગળી જાયછે. એ માછલાંની એક જાત ધોળો શાર્ક કરીને છે, તેની લંબાઇ ઘણુંકરીને ત્રીસ ફીટ હોયછે, અને તેનું વજન ચાર હજાર રતલનું હોયછે. એ માછલું એકજ કોળિયે માણસ ગળી જાયછે એવું જાણ્યામાં આવ્યુંછે.

## સંપ વિશે.

ઓઝાર પેહરણ અતુળ અબળ સબળ જુથ.

### દોહરા.

સૃષ્ટિ સમે સૌ માનવી, વસતાં વનમોઝાર;
ડરતાં એક બીજા થકી, નોતો[1] સંપ લગાર. ૧.
પેરણ[2] છાલો પાદડાં, ખાવા વન ફળ ફુલ;
વનમાં વસીને વેઠતાં, દેહે દુખ અતુળ. ૨.
પછી આપી પરમેશ્વરે, સંપતણી મતિ સાર;
એક બીજાની સહાયથી, બન્યાં ભલાં ઘરબાર. ૩.
જેમ સુસંપ વધ્યો ઘણો, અડચણ ભાગી એમ;
બાંધ્યા બંદોબસ્ત બહુ, જન દુખી થાય ન જેમ. ૪.
અબળ સબળ સૌ સુખી થયાં, દુખ થયાં સૌ દુર;
તે કારણ સૌ સંપનું, જાણો તમે જરૂર. ૫.
સુખ સઘળાં છે સંપમા, સંપ નહીં ત્યાં શોક;
સંપે સંપતિ[3] સાંપડે, લાજ વખાણે લોક. ૬.
તરત તોડવા તાંતણો, હિંમત સૌની હોય;
જુથ મળે જાડું થતાં, કાપી ન શકે કોય. ૭.
કરીએ સંપ કુટુંબમાં, શત્રુથી શું થાય?
ઝાડ ટકે છે ઝુંડમાં, એકલ ઉડી જાય. ૮.
છેદ ભેદ છોકરાં, પથરા જે નિજ પાસ;
કરીએ તેનો કોટ તો, તસ્કરનો નહીં ત્રાસ. ૯.

---

[1] નહોતો. [2] પહેરણ. [3] સંપત્તિ.

ધુવે ધુકાવે ધુળને, ઉપજે મેહ ઉટાવ;
પોઢી રચીએ પાળ તો, તેનું બને તળાવ. ૧૦.
તેમ મળીને માનવી, સંપ કરો સૌ ઠામ;
ભાગે ભળતાં ભોગવો, દુખ સુખ દલપતરામ. ૧૧.

---

## ગહું.

સર્વ ધાન્યમાં ગહું શ્રેષ્ટ છે એટલા માટે તેને ધાન્ય-રાજ એવું નાંમ આપેલુંછે. એ ધાન્ય ઘણુંકરીને સર્વ ખંડામાં પાકેછે. એશિયા, યુરોપ, આફ્રિકા, અમેરિકા અને આસ્ટ્રેલિયા આ પાંચ ખંડામાં તેની રોપણી કરેછે. અવ્વલ પ્રતીની કાળી જમીન હોય તો ગહુંનો પાક સારો થાયછે. જમીનના ગુણ પ્રમાણે કોઈ દેશમાં વધારે અને કોઈ દેશમાં ઓછો એવો એનો પાક થાયછે. મિશર દેશમાં નાઈલ નદીની આસપાસના ભાગોમાં ઉત્તમ પ્રકારના ગહું થાયછે. ત્યાં અવ્વલ પ્રતીની જમીન છતાં દર વરસે નદીમાં રેલ આવેથી સઘળી જમીન ડુબી જાયછે, પછી તે જમીનમાં અનેક પ્રકારના ધાન્ય વાવેછે. આ દેશમાં ગહુંની એક જાત છે તેનો પાક એટલો થાયછે કે એક દાણાથી પાએલી અથવા દોહોડ પાએલી ગહું ઉત્પન્ન થાયછે, એવો એનો આશ્ચર્યકારક પાક છે. આ ગહુંનું ઝંડ એટલું મોટું થાયછે કે એક માણસની બાથમાં આવતું નથી. જે પ્રથમ ગહુંનો રોપો થાયછે તેને જડમાંથી બિજા પાંચ પચાસ ફાંટાઓ ઉગેછે. અને દરેકને ઉંબી અથવા ચમરી આવેછે, અને તેની આસપાસ બીજા

સાત ફાંટા હોયછે. આ ગહુંને "સપ્તશિંગી કણુશી ગહું" એમ કેહેછે. આ ગહું બિજા દેશમાં વાવ્યો તો તે ઉગતો નથી. હાલ મિશર દેશનો રાજ્યકારભાર સારો નહીં ચાલ્યાથી આ ઘહુંનો પાક નાબુદ થતો જાયછે, એવું સંભળાયછે.

ગુજરાતમાં કોઈ કોઈ ઠેકાણે ગહું વાવવાની રીત એવી હોયછે કે, બે હડી મહિના સુધી વરસાદનું પાણી ખેતરમાં લઈ બંધ કરી રાખીને તે જમીનમાં પચી રહ્યા પછી તેમાં ગહું વાવેછે. તેને ફરીથી પાણીની ગરજ પડતી નથી. કોઈ કોઈ ઠેકાણે કુવાના પાણીની મદદથી પણ પકવેછે. ગહુંની રોપણી સઘળા દેશોમાં એકજ રૂતુમાં કરતા નથી. તે ઘણું કરીને તે તે દેશની હવા તથા રૂતુના ફેરફાર પ્રમાણે કરેછે.

કાબુલ, કંદહાર, આ પ્રાંતોમાં તથા તેની આસપાસ જ્યાં ઘણી ટાહાડ પડેછે, ત્યાં કારતેગ મહિનાની આખરે અથવા માઘસર મહિનાની શરૂઆતમાં ગહુંની રોપણી અથવા વાવણી કરેછે. પછી તે બીજ આસરે ચાર મહિના સુધી બરફની અંદર દબાઈ રેહેછે, અને વસંતરૂતુમાં જ્યારે બરફ પીગળી જાયછે ત્યારે તેના અંકુર ફુટીને તે રોપો વધવા માંડેછે, પછી કાપણીનો હંગામ આસરે ભાદરવા મહીનામાં થાયછે. તે દેશમાં ગહુંનો પાક ઘણો થાયછે. બીજે ઠેકાણે ગહું વાવ્યા પછી પાંચ મહિનામાં પાકીને તૈયાર થાયછે. સિંધ, કાબુલ, બનારસ આ પ્રાંતોના લોકોનો ખોરાક ઘણુંકરીને ગહુંનો હોયછે, તે સારૂ ત્યાંના લોકો ઘણા ખરા ગહુંનોજ પાક કરેછે. જે ગહું ખેતરમાં

કુવાના પાણીની મદદ વગર થાયછે તે એતરના ગહું કેહે-
વાયછે, અને જે કુવાનાં પાણીથી પકવેછે તેને વાડીના
ગહું કેહેછે. ગહુંમા એક સારો ગુણ એ છે કે જમીન સારી
હોય તો તે ગમે તેવી હવામાં એક સરખી રીતે પાકેછે.

ગહું પાકીને તૈયાર થયો એટલે તે કાપીને તેની નાની
નાની પુળીઓ બાંધીને એક જગોએ તેના ગંજ કરેછે.
પછી તે ખળીમાં નાખીને લાકડીથી ઝુડેછે તથા તેના
ઉપર પાર ફેરવેછે. ગહું છુટા પાડવાની ત્રણ રીતી છે;
પેહેલી માણસો પોતાના પગથી દાબીને કાહાડેછે, બીજી
બળદ તથા પાડા તેના ઉપર ચલાવીને તેમાંથી ગહું છુટા
પાડેછે, ત્રીજી લાકડીથી ઝુડીને કાહાડછે. પછી ગહું
એકઠા કરી ઝટકીને ઘરમાં ઢથલા કરી અથવા પાલા-
ઓમાં ભરી રાખેછે. મુંબઈમાં સુરત, ખંભાત, કાહી-
આવાડ, જંબુસર, જામનગર, ભરૂચ અને ઘાઠ આ
પ્રાંતોમાંથી ગહું આવેછે.

ગહુંનું ધાન્ય સારીપઠે સુકવીને ભરી રાખ્યું તો પાંચ છ
વરસ સુધી ટકેછે. નાગપુર, પૈઠણ, પંઢરપુર, અહીં વરસો-
વરસ ગહું ખાણમાં ભરી રાખેછે. આ ધાન્ય ભરી રા-
ખવાની આશ્ચર્યકારક રીતી છે, તે એવી કે વાડામાં તથા
વાડીમાં સારી જમીન જોઇને કુવા જેવા ખાડા ખોદેછે
અને તેને અંદરની બાજુએ છાણવતી લીપીને તૈયાર કરેછે,
પછી તેમાં તે ગહું ભરી રાખેછે. આ પ્રમાણે હજારો
ખાંડી અનાજનો ગલ્લો ભરી રાખીને જરૂર પડે ત્યારે કા-
હાડેછે. હરેક ખાણમાં આસરે એકસો ખાંડીથી વધારે
ધાન્ય રેહેછે. જો એ ખાણ બરાબર સારી થઈ નહીં હોય

તો ધાન્યનો નાશ થાયછે. ભરતખંડમાં ગુજરાત, દક્ષિણ, નાગપુર, દિલ્લી, કાશમીર, બંગાળ, માળવા આ ઠેકાણે ગહુંનો પાક ઘણો થાયછે એવું કેહેછે. ગહું એ ધાન્ય ઊચી જાતનું છે અને તેના પદાર્થ માણસની તબિયતને માફક આવેછે. સર્વ ધાન્યથી ગહુંમાં પૌષ્ટિકપણું ઘણું છે. ગહુંની ઘણી જાતી છે–કાંઠા, હાંશિયા, બનશી, પોટા, ખપલી, દાઉદખાંની, ઈત્યાદી. એમાં બનશી એ ઊચી જાતના અને ખપલી એ હલકી જાતના છે.

ગહુંના કેટલીક જાતના પદાર્થ થાયછે તેમાં–ગેબર, માંડા, જલેબી, સુતરફેણી, પોળી, પુરી, એવા અનેક તરેહનાં પકવાનો બનાવેછે. પણ આ પકવાનો ઘી અને ખાંડથીજ બનેછે. ગહુંને પાણીમાં પાંચ છ દહાડા સુધી ભીંજવી તેનું સત્વ અથવા દુધ કાહાડીને તેનો એક પદાર્થ બનાવેછે કે જે સત્વ અથવા દુધનો બદામી હલવો બનેછે. તે પૌષ્ટિક છે. ગહુંનું સત્વ નાના છોકરાંઓને ખવડાવેછે. ગહુંને દળી લોટ બનાવેછે, તે ચાળ્યાથી જે ઝીણો લોટ જુદો પડેછે તેને મેંદો અથવા પરસુદી કેહેછે. અને જે ચાળતાં બાકીનો જાડો ભાગ રહ્યો તેને ઝાડકીને રવો કાહાડેછે. બિજાં ધાન્ય કરતાં ગહુંમાં મીઠાશ વધારે હોયછે, તેથી ઈંગ્લિશ લોકોએ એમાંથી ખાંડ નિકળશે એવો વિચાર કરીને કેટલાંએક કારખાના કાહાડી એમાંથી ખાંડ કાહડવાનો ઉદ્યોગ કીધો હતો; પણ આ કામમાં ખરચ વધારે થઈને ખાંડ ઘણીજ કમતી નિકળવા લાગી તેથી તેઓએ તે કામ છોડી દીધું.

ગહુંની કુમળી ઊંબીઓ શેકીને તેનો પોંક કરીને ખાયછે.

કાગજ વળગાડવાની લાહી બનાવેછે. તેનું ભુસું, તથા પેંઢા ગાય ઢોરોના ખાધામાં આવેછે, તેથી તેઓ બહુ પુષ્ટ થઇને ઘણું દુધ આપેછે. બિજા સર્વ ધાન્ય કરતાં પૃથ્વી ઉપર ગહું વધારે પાકેછે. ઠંડા દેશમાં રેહેનારા લોકોને આ જાતનાં ઉષ્ણ અને પોષ્ટિક ધાન્યની જરૂર છે, વાસ્તે પરમેશ્વરે તે દેશમાં તેવા ધાન્યોની યોજના કરેલીછે. આ તેનો આપણા ઉપર કેટલો મોટો ઉપકાર છે!

---

## મકાઈ.

શોધ કીધાથી એવું સિદ્ધ થાયછે કે, આ ધાન્યની મુળ ઉત્પત્તી અમેરિકા ખંડમાં હતી. આ ખંડના કેટલા- એક ભાગોમાં એટલે ન્યુગીની, મેકસીકો, કાલીફોર્ન્યા અને મિશિસીપી, નદીના કોઈ પ્રદેશમાં પૂર્વેથી મકાઈનો પાક થતોહતો. અમેરિકા માહેલા અસલી લોકો જ્યારે જંગલી અવસ્થામાં હતા, ત્યારે પેહેલાં આ ધાન્યનો પાક કરવા લાગ્યા એમ ઇતિહાસમાં લેખ મળેછે. તે લોકો મકાઈના રોટલા, તકફીર, લાપસી, ધાણી, અને ભાત, એવા ઘણી જાતના ખાવાના પદાર્થો બનાવી પોતાનો ચ- રિતાર્થ ચલાવતા હતા. પછી જ્યારે ડચ, ફ્રેંચ અને ઈંગરેજ લોકો ત્યાં જઈ વસવા લાગ્યા ત્યારે તે લોકોએ બિજા ધાન્યનો પાક કરવા માડ્યો. મકાઈના છોડવામાંથી શેરડીની પેઠે રસ કાહાડીને તેની ખાંડ બનાવતા હતા. તેમજ એક જાતનો દારૂ પણ કાહાડતા હતા. જ્યારે તે

લોકોને આ ધાન્યની એટલી માહેતગારી છે ત્યારે આ ધાન્ય તે લોકો અસલથીજ વાવતા આવ્યા એવું સિદ્ધ થાયછે.

મકાઈ ડુંગરની જગ્યામાં સારીપેઠે પાકતી નથી. તેનો છોડવો ત્રણ ચાર હાથ ઊંચો થાયછે. એનો છોડવો જુવારના છોડવા જેવો દેખાયછે ખરો પણ મકાઈના અને જુવારના છોડવામાં, દાણામાં અને કણસામાં તથા સ્વાદમાં ઘણો ફરક હોયછે. જુવારનું કણસ બીજાં ધાન્યની પેઠે ઉપર લાગેછે; પણ મકાઈનો દોડો બાજુ ઉપર આવેછે અને તે દર છોડવાને એકથી તે ત્રણ સુધી થાયછે. તેના છેડા ઉપર જે તુરો આવેછે તેથી કંઈ ધાન્ય ઉત્પન્ન થતું નથી, તોપણ મકાઇના દોડાને તે ઘણો ઉપયોગી છે. આ ચમરીના ફુલોમાંથી દોડાની ઉપર જે જટા હોયછે તે ઉપર "મકરંદ" પડીને તે દોડા માહેલા દાણામાં જાયછે ત્યારે તે દાણો વધીને તેમાં દુધ ઉત્પન્ન થાયછે, એવો વૃત્તાંત એક અંગરેજી પુસ્તકમાં વાંચવામાં આવ્યોછે. અને આ વાતનો અનુભવ કોકણમાંથી આવેલા એક ગૃહસ્થે કર્યો હતો. તે આ પ્રમાણે—જો મકાઈનો તુરો પક્ષી અથવા કોઈ જનાવરે ખાધો હોય અથવા પવનથી તુટી પડ્યો હોય તો દોડામાં દાણા થતા નથી. મકાઈના દોડા લાંબા છતાં તેની અંદર તેટલો લાંબો કઠણ દાંડો હોયછે તેને "બીરખુડા" એમ કેહેછે. તેની ઉપર દાણા જડાયલા હોયછે. આ બીરખુડામાંથી દાણા કાહાડી લીધા પછી કોઈ કોઈ ઠેકાણે ગરીબ લોકો તેને ઢોરોને ખરેડા કરવાના કામમાં લાવેછે. મકાઈનો દાણો ચણા જેટલો મોટો હોયછે. તેનો રંગ ઘણુંકરીને કુમળો હોય ત્યારે સફેદ, અને પાકો થાયછે

ત્યારે પીળારાપર હોયછે. રાતા રંગના પણ મકાઈ થાયછે. મકાઈના ધાન્યમાં સત્વ કમ હોયછે. ગહુંમાં જે પૌષ્ટિક અંશ થાયછે તેનો એક તૃતિયાંશ કરતાં પણ એમાં કમતી હોયછે.

કાબુલ, સિંધ, મુલતાન, પંજાબ, અરબસ્થાન આ દેશોમાં પણ આ ધાન્યનો પાક થાયછે. કોઈ કોઈ ઠેકાણે આ ધાન્ય ઘોડાને ખવડાવવાના કામમાં લાવેછે. માહારાષ્ટ્ર દેશમાં પણ વત્તો ઓછો મકાઇનો પાક થાયછે. દખણ અને ગુજરાત દેશમાં મકાઇનો બીજાં ધાન્યના જેવો ઉપયોગ કરેછે. કોકણમાં તથા કરનાટકમાં તે કુમળા હોયછે ત્યારે માત્ર શેકીને ખાવાના કામમાં લાવેછે. તે દેશમાં એનો પાક પણ ઘણો ઓછો થાયછે. મકાઈની કડબ ઢોરોના ખાધામાં આવેછે. મકાઇની વાવણી વરસમાં બે વાર થાયછે; પેહેલી જેષ્ટ મહીનામાં અને બીજી પોષ મહીનામાં. તેને વાવવાનો પ્રકાર એવો છે કે, જમીનના જુદા જુદા ક્યારા કરીને તેમાં બે ત્રણ બિલસના અંતર પર એક એક દાણો સિધો બોશી દેછે. મકાઈના રોપાને કીડાનો ઘણો ભય હોયછે, તેમાં મીઠાસ હોવાથી તેઓને બિજા રોપા કરતાં જલદી સડો લાગેછે; અને એક વખત સડો પેઠો એટલે તેનો નાશ કરી નાખેછે. સડો ઝાડ ઉપર જોવામાં આવ્યો એટલે તે રોપાપર થોડી રાખ છાંટેછે, તેથી તે સડાનો નાંશ થાયછે. મકાઇને એક વખત છાણનું ખાતર નાખવું પડેછે.

# ઊંઘ.

ઊંઘ, એ ઇશ્વરની મોટી કૃપાનું દાન છે. ઘણીવાર ઊંઘ આવ્યાથી તમને વિશ્રાંતિ[૧] થએલીછે, તોપણ એ અવસ્થા વિશે વિચાર કરવાની તમને કદાચિત આ પેહેલીજ વખત હશે. કોણ જાણે, એમાં કંઈ વત્તું નથી, એમ તમે જાણતા હશો; પણ ઇશ્વરની મેહેરબાનીની જે કરામતો છે, તેઓમાંની ઊંઘ પણ એક કરામત છે.

આપણે ન જાણીએ તેમ આપણને ઊંઘ આવેછે, એ ઇશ્વરના ડાહાપણનું પ્રમાણ છે. ઊંઘ આવવાની રીતની આપણે જો ખોળ કરવા માંડિયે, તો તેણે કરીનેજ ઊંઘ જતી રેહેછે. વિચાર કરવાનું કામ સઘળું પડતું મેલ્યા વગર આપણને ઊંઘ આવનાર નહીં. ઊંઘ વગર બોલાવી આવેછે. એવી અવસ્થામાં વિચારનો કંઈકંઈ સંબંધ રેહેતો નથી. ઊંઘ આણવાવિશે આપણે જેટલો જેટલો અધિક પ્રયત્ન કરીએ, તેટલી તેટલી ઊંઘ આપણાથી આઘી નાહાસેછે. માણસને ઊંઘની જરૂરીઆત છે અને ઇશ્વરે તે એવી સુખદાયક કરી મુકીછે; અને એ ઊંઘ માણસની જ્ઞાન શક્તિથી તથા ઇચ્છાથી દૂર છે.

ઊંઘ આવ્યા પછી આપણી કેવી ચમત્કારિક અવસ્થા થાયછે, તે જુવો. આપણે જીવતા હોઇને, જીવતા છીયે એ આપણને જણાતું નથી; છાતીનું ધડકવું, લોહીનું વેહેવું, ખોરાકનું પચવું, જુદા જુદા રસોનું ઉત્પન્ન થવું,

---

૧ વિશ્રાંતિ એટલે આરામ.

સર્વ મળીને શરીર માહેના સઘળાં કામ ન અટકતાં તથા તેમાં હેરફેર ન થતાં, બરાબર ચાલેછે. આપણો જીવાત્મા ઊંઘમાં છેક સ્તબ્ધ, એટલે ક્રિયા રહીત થાયછે; અને જાગૃત અવસ્થામાં જે વિષયો મનમાં જુદે જુદે રૂપે ભાસેછે, તે વિષયો જેમ જેમ ઊંઘ આવતી જાયછે તેમ તેમ એક એકમાં મળતા જાયછે. ઈંદ્રિયો મંદ થઇને પોતાની ક્રિયાઓને મુકીદેછે. સ્નાયૂઓની ગતિ ઢીલી થતાં થતાં છેલે શરીરની સઘળી ઇચ્છા કરનારની ક્રિયા બંધ પડી જાયછે. સારાંશ, ઊંઘી ગયેલા માણસની અવસ્થા હરેક તરેહથી ચમત્કારિક હોયછે. તેટલી ચમત્કારિક બીજી અવસ્થા માણસને પ્રાપ્ત થવા જોગ ઘણું કરીને એકજ રહીછે. જે કોઈ એ ઊંઘનો વિચાર કરશે તેને તે બીજી અવસ્થાનું સ્મરણ થયા વગર રેહેશેજ નહીં. એ બિજી અવસ્થા કેહેશો, તો તે મોહોત છે. તમને ન જણાતાં હમણા જેવી ઊંઘ આવેછે, તેમ તમને આગળથી ન માલમ પડતાં મૃત્યુ આવશે. તેના આવતાં પેહેલાં તમે સાવધ રહો; બચેલી વખતનું સાર્થક કરો, અને તમારાં ચિત જ્ઞાનમારગ તરફ વળે તેવી રીતે તમો પોતાના આવરદાના દહાડાઓનો સુમાર જુઓ.

## એક ડોસો તથા તેના બે પુત્ર.

હું થોડાએક દિવસ ઉપર ગામથી આવતો હતો ત્યારે મેં માર્ગમાં એક ચમત્કાર દીઠો; તે એવો કે એક ઘરડો માણસ કેટલાક બીજા લોકો સાથે એક ઝાડની છાયામાં

બેઠો હતો તેના હાથમાં એક કાગળ હતો, તે કાગળ તે મંડળીમાંથી એક જણાએ લઇને વાંચ્યો. તે સાંભળીને તે ઘરડા પુરૂષને ઘણોજ આણંદ થયો. હવે આ સઘળું તે ઠેકાણે ઉભો રહીને હું જોતો હતો, એટલામાં પેલા ડાસાએ મને હાક મારીને કહ્યું, "અરે જુઓ મારા બેહેરામજીએ મને આ કાગળ તથા હુંડીઓ મોકલીછે." તે ઉપરથી મેં જાણ્યું કે તે હુંડી તથા કાગળ તે ડાસાના છોકરાએ પોતાના વડીલને મોકલ્યાં હશે, તેથી એને એટલો હરખ ઉપજ્યોછે. ત્યાર પછી તેમાની બીજી કાંઈ વત્તી વાત જાણવા સારૂ તે મંડળીમાંના એક જણને મેં જઇને પુછ્યું, ત્યારે તેણે મૂળથકી માંડીને બાના કહી તે તમને કહુંછઉં.

તે ડાસાનું નાંમ ડાસાભાઈ, તે પેહેલાં પૈસાદાર હતો પણ વેપારમાં તુટયો, અને તેના કોઈ સોબતીએ તેની સાથે લુચ્ચાઈ કરી, એ કારણને લીધે તેનું બધું ધન જતું રહ્યું અને છેક ભીખારી થયો. તેને એટલું એજ દુઃખ હતું એમ નહીં; બીજું પણ એક હતું. તેનો મોટો છોકરો ઘણો દાંડ તથા દુષ્ટ નિવડ્યો; તે બાપનું કહ્યું સાંભળતો નહીં હતો, અને નિશાળે મેહેતાજી જે કાંઈ ભણાવે તેનું અપમાન કરતો. આગળ જવાનીમાં તેનો દુર્ગુણ એવો વધ્યો કે, આસપાસના સઘળા માણસોએ તેની સાથે બોલવું પણ તજ્યું તથા તેના સમાગમના ભયથી તેઓ દુર રેહેવા લાગ્યા; અને જેમની તેના ઉપર અત્યંત મમતા હતી, તેઓ પણ તેનાથી કાયર થઇને તેને શત્રુ જેવો માનવા લાગ્યા. ત્યાર પછી તે છોકરાએ પોતાના જેવા

એ લુચ્ચા માણસો સાથે દોસ્તી કરી. પછી તે ત્રણે જણે મળીને ઠરાવ કર્યો કે, બધા લોક આપણા ઉપર દ્વેષભાવ રાખેછે, અને આપણાથી તો કાંઇએ કામ થતું નથી, એ માટે આપણે ત્રણે જણ મળીને ચોરીઓ કરવા મંડીએ. એવો સંકેત કીધા પછી મોટી ચોરીઓ કરવી તથા લોકોના ઘરમાં ખાતર પાડવાં એવાં કામમાં દિવસ ગમાવવા લગ્યા.

કંઇક દહાડે તેમને સરકારના માણસો ચોરીના કામમાં પકડીને તપાસ કરવા સારૂ લઇ ગયા, અને તેમના ઉપર ચોરીનો ગુનોહ સાબેત થયા પછી તેમને કેદમાં રાખ્યા. તે જન્મારા સુધી કેદમાં રહીને મજુરી કરવાનું કામ કરતા હતા, એ દુઃખને લીધે પેલો ડાસો ઘણો ઉદાશ રેહેતો હતો.

તેના નાના છોકરાનું નામ બેહેરામજી હતું, તે સુશિળ હતો, અને બીજા દાંડ તથા આળસુ છોકરાઓ સાથે રમવું અથવા દુરાચરણ કરવું તેને ગમતું ન હતું. તે દરરોજ બે વખત નિશાળે જતો હતો, અને બીજા છોકરાઓ કરતાં તેણે વત્તો અભ્યાસ કરીને આબરૂ પણ ઠીક મેળવી હતી. કોઇ છોકરા સાથે કજીઓ, ગાળો અથવા તાણીને બોળવું એમાનું તો તે કાંઇજ જાણતો નહીં હતો. તેમ બીજા છોકરાની ચાડી મેહેતાજીને મોઢે કરતો પણ નહીં હતો; ઉલટો તેમનો ટંટો પતાવવાની મેહેનત કર્યા કરતો હતો. મેહેતાજી ગુસ્સે થાય એવું કામ તેનાથી કોઈ દહાડો બન્યું નહીં હતું. તે હમેશાં મેહેતાજીની આજ્ઞામાં રહીને તેમનું હેત પોતાની ઉપર મેળવતો હતો. જે છોકરાને પાઠ શિખવાની શક્તિ ન હોય તેને સેહેલી રીતે સમજાવી દેતો હતો;

માટે નિશાળમાંના બધા છોકરાઓને તે ઘણો વહાલો લાગતો હતો. એમ તે છોકરો સહુ સાથે સ્નેહ રાખીને વાચતાં લખતાં શિખીને બીજી મોટી મોટી વિદ્યાઓમાં પ્રવીણ થયો હતો; તેથી વિદ્વાન લોકો તેને પંડીત પ્રમાણે ગણતા હતા.

તે છોકરો બધી વિદ્યામાં પરીપૂર્ણ થઇને નિશાળેથી ઉઠ્યા પછી તરતજ એક ઈંગરેજે તેની કીર્તિ સાંભળીને કાંઇક કાંમ ઉપર નેમવા સારૂ તેના બાપને કાગળ લખ્યો; કે જો તમે પોતાના છોકરાને મારી કને મોકલશો, તો અમે તેને યોગ્ય ચાકરી આપીને તેનું સર્વ પ્રકારે કલ્યાણ થવા વિશે પ્રયત્ન કરીશું. તે પત્રની બીના સાંભળીને તે ઘરડા ડોસાએ પોતાના મિત્રો સાથે વિચાર કરીને છોકરાને પેલા યુરોપિયન ગ્રહસ્થ પાસે મોકલવો જોઇએ, એવો નિશ્ચય કર્યો, પણ છોકરાની મમતાને લિધે તેને કેવળ દુઃખ ઉત્પન્ન થયું હતું, માટે તે પોતાનું સંમત પણ આપતો નહીં હતો, પણ તેના સ્નેહી હતા તેમણે સમજાવીને કહ્યા ઉપરથી તેણે પોતાનું મન કઠણ કરીને છોકરાને જવાની આજ્ઞા આપી. આજ્ઞા આપવાનું કારણ એજ કે, છોકરો જો કાંઇ પૈસા મેળવતાં શિખે તો આપણું ગુજરાન ચાલે, એવો તેણે વિચાર કીધો; ત્યાર પછી છોકરાને જવાનો વખત આવ્યો, ત્યારે તેનો ઘરડો બાપ પોતાના સઘળા સ્નેહીઓને સાથે લઇને છોકરાને વિદાય કરીને પાછો ઘર આવ્યો, ત્યારે સહુને માઠું લાગ્યું, તેમાં વળી તેના જોડીઆ નિશાળીઆ-ઓને તો ઘણોજ ખેદ થયો. પછી બેહેરામજી પોતાના બાપ કનેથી નિકળ્યા ઉપરાંત પેલો બોલાવનાર યુરોપિયન ગ્રહસ્થ જે શેહેરમાં હતો, ત્યાં જઇને તેને મળ્યો અને તે

યુરોપિયને તેને જોતાંજ હરખાઇને તેનું ગુજરાન ચાલવા જોગ કામ તેને સોંપ્યું.

એ વાતને આસારે એક વરસ થયું, એટલામાં બેહેરામજી ઉપર ત્યાંના સર્વ લોકોની પ્રીતિ પોતાના ગામના લોકોના જેવીજ થઈ, અને પોતે પણ વિદ્યામાં તથા કામ કાજમાં દહાડે દહાડે વત્તો હોશીઆર થવા માંડયો. પ્રથમ ડોસાને કાગળ આપ્યો એમ જે કહ્યું હતું તે એજ બેહેરામજીનો મોકલેલો કાગળ. તે કાગળ જોડે તેણે પોતાના બાપને ખરચવા સારૂ રૂપીઆની હુંડી મોકલી હતી. તે કાગળ તેણે બાપને એવો લખ્યો હતો કે, મારો પગાર વધારવાનું મારા વડાના મનમાં છે. બીજું તમે વૃદ્ધ છો તથા મારો ભાઈ અણુસમજુ છે, એ માટે તમારા બન્નેની મને ઘણી ચિંતા થાયછે. વળી એવું લખ્યું હતું કે, જેની કૃપાએ કરીને મને વિદ્યા આવડી અને આટલી પ્રતિષ્ટા મળી, તે ગુરૂજી માહારાજને ચરણે મારા સાષ્ટાંગ નમસ્કાર કેહેવા. તેમનો ઉપકાર મને તે વખત જણાતો ન હતો; પણ હવે જણાવા માંડયોછે. વળી તેણે પોતાના સોબતીને લખ્યું હતું કે, તમો જરા પણ પોતાનો વખત વ્યર્થ ગમાવશો નહીં. આ સમયમાં જો તમો વિદ્યાનું સંપાદન નહીં કરશો તો જન્મારા સુધી દુખ પામશો.

સારાંશ—જે છોકરાં આ વાત વાંચીને પોતાના દુર્ગુણ તજશે અને બેહેરામજીની પેઠે આચરણ રાખશે, તે તેની પેઠે સુખી થશે. આળસ જે છે તે દુઃખ અને કષ્ટનું ઘરછે. જુઓ જેટલા આળસુ તેટલા દુઃખી થાયછે, એ માટે બાળપણે આળસ તજીને જે વિદ્યાભ્યાસ કરશે નહીં તેનો આખો જન્મારો સંકટમાં જશે.

# अटकचाळो जीवो.

અડપલો ડારો* ડબી ઝુંબી† ધુંબ‡
ફાંકડો ધીર ચુરા ચસ્મા ખાડાળાં§

## દોહરા.

એક અડપલો છોકરો, જીવો જેનું નામ;
અતીશે કરતો અડપલાં, જઈ બેસે જે ઠામ. ૧.
કાગળ કાં લેખણ છરી, જે જે વસ્તુ જોય;
ઝાલે ઝુંબી ઝડપથી, હીરા જેવી હોય. ૨.
ના ના કહી માને નહીં, કહ્યું ન ધારે કાન;
એને પણ દિન એકમાં, સર્વ વળી ગઈ સાન. ૩.
ડાસો ચસ્મા ડાબડી, મેલી ચડીયા માળ;
અતિ આનંદે અડપલે, તે લીધાં તત્કાળ. ૪.
ચસ્મા નાક ચઢાવીઆં, ખાડાળાં તે ખૂબ;
દાબડી લીધી દેખવા, ધારીને પગ ધુંબ. ૫.
ઢીલું ન હતું ઢાંકણું, જબરૂં કીધું જોર;
ઉઘડતાં તે ઉછળ્યું, કીધો શોર બકોર. ૬.
આખા મોં ઉપર પડી, તેમાંથી તપખીર;
ફાંફાં મારે ફાંકડો, ધારી ન શક્યો ધીર. ૭.
ચસ્મા નાંખ્યાં ચોકમા, છીં છીં છીંકો ખાય;
થાક્યો તે થુ થુ કરી, જીવો રોતો જાય. ૮.

---

* ડારો એટલે ધમકી. † ઝુબી એટલે ઝુમીને.
‡ ધુબ એટલે ધબ § ખાડાળાં એટલે ચપટાં.

ચોળે ત્યાં તો ચોગગણો, આંખે અંધો થાય;
ડાસે દીઠો દીકરો, ચસ્માના ચુરાય. ૯.
ડાસે ડારો દૈ કહ્યું, હસવું ને થઈ હાણ;
લાડકડાએ લાગનો, જીવા છું તું જાણ. ૧૦.
ચસ્મા તો વસ્મા થયાં, ડબીએ વાળ્યો દાટ;
જીવે ફરીને જીવતાં, ઘડયો ન એવો ઘાટ. ૧૧.

ક૦ દ૦ ડા૦

---

## વરાળ તથા ધુમાડો—ભાગ ૧ લો.

ડાસીબાઈ નામે એક છોકરી હતી, તે એક પરોઢિયે ઉઠીને રાંધણીમાં પોતાની મા હતી તેની પાસે ગઈ, તે વળાએ એક ચાહાદાની યાને કિટલી ચુલા ઉપર જોઈને બોલી કે માજી આ કિટલીમાંથી ધુમાડો કેમ નિકળતો હશે વારૂ?

**મા**—મારી વહાલી દીકરી એમ નથી. આ કાંઈ ધુમાડો નથી, એ તો વરાળ છે.

**ડોશી**—ના માજી, એતો ધુમાડા જેવું દેખાયછે.

**મા**—ધુમાડાના રંગમાં અને આ રંગમાં તમને ફેર માલુમ નહીં પડતો?

**ડોશી**—(તાકી તાકીને જોએછે) હાજી, રંગમાં ફેર છે ખરો. એક ઉજળો અને એક કાળો.

**મા**—કાળો રંગ અને ઉજળો રંગ શેનો છે વારૂ?

**ડો૦**—ધુમાડાનો ઘણો ખરો કાળો હોય છે, અને જેને

તમો વરાળ કહોછો તેનો રંગ ધોળો છે. માજી વરાળ તે શું હશે વારૂ?

**મા**—આ કિટલીમાં ઉનુ પાણી થયુંછે તેથી થાયછે દીકરી.

ડો૦—ઓહો ઓહો! પાણીની ઘણી વસ્તુઓ થાયછે ખરી પણ આ કળસિઆમાં જે પાણી છે તેની વરાળ કાં નથી થતી વારૂ?

**મા**—એ પાણી ઘણું ઉનુ નથી, તેથી તેમાંથી નિકળેલી વરાળ માલમ પડતી નથી. પાણી જો ઘણું ઉનુ થાય અથવા ઘણુંજ થંડું થાય ત્યારે તે પાણી વરાળરૂપે નિકળે છે. ઉભાં રહો હું તમને એનો કાંઈક ચમત્કાર બતાવુંછું. આ કિટલી ઉપર એક નાની રકાબી ઢાંકો અને તેમાં ટાહાડું પાણી રેડો. થોડા વાર રહીને પાછી તે રકાબી ઉપાડી લઓ અને તેની નીચે શું દેખાયછે તે જુઓ.

ડો૦—અરે માજી આ તો બહુ ઉનુ છે? મારો હાથ દાહાજી ગયો.

**મા**—આ કપડું લો, તે હાથમાં રાખીને ઉપાડો એટલે દાજશો નહીં.

ડો૦—માજી આતો તમે જે કહ્યું તેજ થયું? રકાબીની નીચે ઝિણા ઝિણા પાણીના મોતીઆ બંધાયાછે.

**મા**—આ મોતીયાના ટીપાં કીઆં પાણીના બન્યા હશે વારૂ?

ડો૦—કિટલીમાંથી જે વરાળ નિકળતી હતી, તેનું પાણી થઈને તે ટીપાં બન્યાં હશે, કેમકે ઉપરનું ટાહાડું પાણી

કાંઈ નીચે જાય એવું દેખાતું નથી. આ રકાબી તદ્દન નવીજ છે, એમાં કાંઈ કાણાં અથવા છિદ્ર નથી કે જે-માંથી પાણી ગળીને નીચે ઉતરી શકે. માજી આ વરા-ળનું પાણી કેમ થયું હશે વારૂ?

**મા**—દીકરી તમને યાદ છે કે પેલી રકાબી તમોએ પકડી હતી તે રકાબી તે વેળાએ તમોને કેવી ઉની લાગી હતી? એ વરાળમાની ગરમી રકાબીએ ચુસી લીધી તેથી તે ઉની થઈ, અને વરાળમાં ગરમી ઓછી થવાથી તેના પાણીના ટીપાં બંધાયાં.

ડો૦—વારૂ વરાળ વિશે તો મને સમજ પડી પણ તેનો કાંઈ ઉપયોગ અમોને બતાવશો?

**મા**—હા બેન વરાળનો ઉપયોગ યુરોપિયન લોકોએ ઘણો કીધોછે. એથી તેઓ પોતાની આગબોટો, અને અગ્નિ-રથ ચલાવેછે. જુદી જુદી જાતની વસ્તુઓ બનાવવાનાં કામમાં અને છાપવાના સાંચાઓમાં પણ એ વરાળ કામ આવેછે.

ડો૦—માજી આજે હું કેટલી નવી બાબદો શીખી તેથી તમારી મોટી આભારી થઈછું. હવે જેમ વરાળના ઉપર રકાબી ઢાંકીને તેના પાણીના ટીપાં બંધાયાં તેમ ધુમાડાના ટીપાં થશે કે?

**મા**—મારી પ્યારી દીકરી ધુમાડો કાંઈ પાણીનો બનતો નથી એ તો કોલસાની ઝિણી ઝિણી રજ છે. આ રકાબી ચુલાં ઉપર અવળી ઢાંકીને નીચે લાકડાં મેલો અને પછી તેને સળગાવો, પણ તેનો ભડકો નહીં ઉઠે એવી સંભાળ રાખજો હો! થોડીક મિનિટ સબર કરીને પછી લાવીને જુવો.

ડો૦—અરે અરે! આ રકાબી તો સઘળી મેંસથી ભરાઈને કાળી થઈછે!

મા—દીકરી તમો જુઓ આ મેંસ લાકડાં સળગવાથી થઈછે, અને પાણીમાં જેમ ગરમી પોંહોંચ્યાથી વરાળ થાયછે તેમજ લાકડામાંથી ગરમીના જોરથી મેંસ થઈ. એ બન્ને આપણી આસપાસની હવાથી હલકાં છે. તેથી તમો જુઓછો કે ધુમાડો આપણા ઘરમાં નીચેથી ઉપર આવે છે. અને વખતે તો આપણી આંખ પણ આંધલી કરી નાખેછે.

ડો૦—માજી શું એનો કાંઈ ઉપાય નથી?

મા—હા દીકરી ઉપાય તો છે. જો આપણા દેશના લોકો પોતાના ઘરો મધ્યે યુરોપિયનોની માફક ધુમાડિયું બાંધે તો તેથી ઘરને તથા તે મધ્યે રેહેનારાઓને ઘણોજ ફાયદો અને સુખ થાય.

## વરાળ તથા ધુમાડો—ભાગ ૨ જો.

### વાદળાં.

ડો૦—વારૂ માજી, આકાશમાં કાળાં વાદળાં દેખાય છે તે છુટા છુટા ધુમાડાના બન્યા હશે વારૂ?

મા—દીકરી વાદળાં પણ પાણીના બનેછે, અને તે દહાડે તમોએ કિટલીના ઢાકણાં ઉપર વરાળના ટીપાં દીઠાં હતાં તે કરતાં પણ ઝિણાં ટીપાંના બનેછે.

ડો૦—માજી તમો કોહોછો તે ખરૂં છે, પણ હવામાં પાણી એવા આકારમાં શી રીતે બન્યું હશે? ત્યાં કાંઈ અગ્નિ તો નથી, અને પાણી પણ જણાતું નથી.

**મા**—મારી વહાલી દીકરી અગ્નિ કરતાં પણ એક મોટી બળતી ચીજ આકાશમાં છે કે જેને આપણ સૂર્ય કરીને કહિયેછેયે. સૂર્ય એ અગ્નિની ભઠ્ઠિ છે અને દરિયો એ મોટી ડુગ છે, કે જેમાંથી સૂર્યની ગરમીથી હમેશ પાણીનો બાફ થઈ જાયછે, તે બાફ હલકો છે તેથી બંધાઇને તેના પાણીના ઝિણાં ઝિણાં ટીપાં બનેછે. એ ટીપાં જ્યારે હવામાં રેહેછે ત્યારે તેને વાદળાં કરીને કેહેછે, અને તે જુદી જુદી રૂતુમાં દવ, વરસાદ, કરાં, હિમ વગેરે આકારમાં નીચે પડેછે.

ડો૦—માજી શું આ રીતે વરસાદ થાયછે? મને તો આગળ કાંઈ એ વિશેનો જુદોજ વિચાર હતો. હું એવું ધારતી હતી કે વાદળાં પાણી પીવાને દરિયામાં આવેછે, અને પોતાની સુંઢ અંદર નાખીને પાણી ખેંચેછે તેથી પાણી ઉપર જઈને વરસાદના આકારમાં આપણી ધરતી ઉપર પડેછે. માજી હું તમારી મોટી આભારી થઈછઉ કે તમોએ મારો ઉપલો વેહેમ દુર કીવો.

**મા**—પ્યારી દીકરી તમો કહોછો તેમ ઘણી બાયડીઓનો વિચાર છે. એવી રીતે કુદરતી બનાવોનું કારણ જ્યારે આપણા લોકોને સમજ ન પડે ત્યારે તે વિશે ખોટા વેહમો લાવેછે. પણ તેનું મુળ કારણ સમજવાની ઘણા જણ તજવીજ કરતાં નથી, તેથી જે અજાએબ સરખો કુદરતી અને હાથ ચાલાકીનો બનાવ હોય તેને કાંઈ રાક્ષસ જેવું અથવા જાદુ જેવું ગણેછે, પણ મારી વહાલી દીકરી તને આ બાબદ ઉપરથી હમેશ ધ્યાનમાં રાખવું કે, જે કાંઈ કુદરતી અથવા હાથ ચાલાકીના અજાએબ જેવા

બનાવો તને જો સમજ નહીં પડે, તો તે જાદુ છે, એવું મનમાં કદી લાવશો માં પણ તેના વિશે સારી પેઠે તપાસ કરજો.

## વરાળ શકિત અને તેના ગુણ.

પુસ્તકો છાપવાની યુકિત નિકળ્યાથી જ્ઞાનનો પ્રસારો કરવા વિશે માણસોની શકિત અતિશય વધીછે; અને ગયા પચાશ વરસોની માહે તો એ શકિતની બારે ચઢતી દશા થઇછે. ટાઇમ્સ નામે વર્ત્તમાન પત્ર લંડન શેહેરમાં જે વરાળના યંત્રથી હાલમાં છપાયછે, તે યંત્ર વડે એક અવરમાં એ પત્રના ચાર હજાર તાવ છપાઈ તૈયાર થાયછે, એટલે અઢી વિપળમાં એક તાવ કરતાં વધું છાપવાનું કામ થાયછે.

એનું લેખું કરવા લાગીએ તો વરાળના યંત્રથી ટાઇમ્સ વર્ત્તમાન પત્રની પ્રતિયો એક દિવસમાં જેટલી નિકળે છે, તેટલી હાથે લખવા માંડે તો પંદર લાખ લહિયા જોઇએ એમ ઉઘાડું જોવામાં આવેછે; તોપણ એટલી પ્રતિયો ચોવીસ માણસ સેહેજ છાપીને તૈયાર કરેછે. તદબીરથી મેહેનત વેંહેંચી લેવાનો ગુણ એવો છે કે, "હાઉસ આફ કામન્સ" નામની સભામાં આઠ દસ અવર સુધી થયલો વાદ વિવાદ લખાઈ છપાઇને એટલો ઉતાવળેથી પ્રસિદ્ધ થાયછે કે, વાદની સમાપ્તિ થઇ રહ્યાને ત્રણ ચાર અવર થયા નહીં હોય એટલામાં લંડન શેહેરના સર્વ લોકોને તે વાંચવાને સારૂ મળી આવેછે.

જમીન ઉપર વરાળયંત્રથી મોટા મોટા ચમત્કાર થાયછે, તેમજ સમુદ્ર ઉપર પણ થાયછે. વરાળના વાહાણો ચાલવા માંડયાથી દેશાંતરમાં જવા આવવાનો વહીવટ ઘણો વધ્યોછે. એ વહીવટ એટલા બ્રીટિશ બેટના પ્રાંતોમાં પરસ્પરે જવા આવવા વિશેજ વધ્યો, એમ નથી; એ તો અમેરિકા ખંડના યુનાઇટેડ સ્ટેટસ, યુરોપખંડના દેશોમાં અને હિંદુસ્થાન તથા ચીન આદી લઇને દેશોમાં પણ પરસ્પરે જવા આવવાનો વધ્યોછે. વરાળના વાહાણોની મારફતે લંડન શેહેરથી મુંબઇ ટાપુમાં છવીશ દીવશે માણસ જઇ પોંહોંચેછે. એ વરાળના વાહાણો બાંધેલા પુલની પેઠે ઇંગ્લાંડ અને તેની કનેના આયરલાંડનો જાણે સંજોગ કરેછે.

પવન પડેછે, તોપણ મોજામાં તે વાહાણોની ગતિ કમી થતી નથી. પાણીનો પ્રવાહ અને વાયુ જ્યારે પ્રતિકુળ થાયછે ત્યારે એ વાહાણોની ગતીનો થોડોએક અટકાવ થાયછે ખરો, તોપણ તેમનાથી છેક ગતિ રોકાતી નથી. પોતાની શક્તિયે કરીને એ વાહાણો પાણી ઉપર પ્રાણીની પેઠે ચાલેછે. સો વરસ પેહેલાં લંડનથી હિંદુસ્થાન જવાનો જે શ્રમ પડતો તે ન પડતાં હાલમાં ઇંગ્લાંડથી આપણા દેશમાં વરાળના વાહાણવડે આવવું જવું સેહેલું થઇ પડ્યુંછે.

## આળસ.

આળસ એ શરીરમાં મોટો દુર્ગુણ છે. આળશથકી મોટા મોટા અન્યાય, શોક, હાણી અને અડચણો પેદા થાયછે.

આળસુ માણસ જૂઠું બોલવા વિશે ઘણો હોશીઆર હોયછે, તે એવો કે જો તેને કોઈ કેહેકે ફલાણા પાસે જા તો તે તુરત જવાબ આપશે કે, "તે ઘરમાં નથી." જો તેને કહીંથી કશી જનસ આણી આપવાને કેહે તો તે પાધરો ઉત્તર દેછે કે, તે મળતી નથી એ મને ખબર છે.

આળસુ માણસ કામ ચોરવીને અમસ્થકો શુસ્ત બેશી રેહેવાનું જોતો ફરેછે. તે કામ કરવાને ઉપયોગી નથી. તે પોતાના કામમાં ચિત્ત રાખતો નથી. માટે તેની સંપત્તી અને સુખ નિત્ય ઓછાં થતાં જાયછે. આળસુ માણસથી મોટાં કામો કદી થતાં નથી.

આળસુઓ તેટલા બીજાઓની તાબેદારીમાં રેહેછે, અને પરઆધિનપણે રહીને પોતાનું નુકસાન પોતાની મેળે કરેછે, માટે કાંઈ વસ્તુ તેઓની પાસે હોય તોપણ બીજાની સાહેતા વગર તે તેમને મળતી નથી.

આળસાઈ એ દુઃખ અને તંગાનો એક મોટો પીતા છે. આળસુ માણસ પોતાની ઉપર પોતે એક મોટો બોજો થઈ પડેછે. દરએક ઘડી અને દરએક પળ તેને મોટી માલુમ પડેછે. તે અહીંથી તહીં તરફડીયાં મારેછે અને જાણતો નથી કે "હું શું કરૂં." તેના દિવસ વાદળાના ઓળાની પેઠે જતા રેહેછે અને તેની યાદગારીની કાંઈપણ ઈધાણી પાછળથી માલુમ પડતી નથી. તેનું શરીર મેહેનત વગર રોગ અને દરદથી ભરેલું રેહેછે. તે કામ કરવાને કોઈ કોઈ વેળાએ ઈચ્છા રાખેછે પણ તેનામાં ચાલવાની શક્તિ રેહેતી નથી. તેનું મન અંધારામાં આવી જાયછે. તેના વિચાર ગભરાટમાં આવી પડેછે. તે જ્ઞાન મેળવ-

વાની ઇચ્છા દેખાડેછે પણ મેહેનત કરતો નથી. તે બદા-
મનો ગર ખાવાને ઘણોજ આતુર રેહેછે પણ તેનું છોતરૂં
ભાંગવાને તેને આળસ થાયછે.

તેના ઘરમાં સર્વ ઠેકાણે અંધેર અને અવ્યવસ્થા માલુમ
પડેછે. તેના ચાકરો ઉડાઉ અને તોફાની હોયછે. તે દર
રોજ ખરાબીના પંજામા વધારે અને વધારે આવતો જા-
યછે. તે પોતાની આંખે જુએછે અને કાને સાંભળેછે;
તે પોતાનું માથું હલાવેછે અને મોટી મોટી ઉમેદો રાખેછે;
પણ તેનામાં નિયમ અને નિશ્ચયપણું નથી. વંટોળીઆ
પવનની પેઠે ખરાબીનું વાદળ તેની આસપાસ આવી ને
વીટલાઈ જાયછે અને આખર તે શરમ તથા દલગીરીમાં
પડી આ દુનીઆમાંથી ચાલતો થાયછે.

## अखाना छपा.

| સ્વપ્ન | કુખ | નિરધાર | મિથ્યા |
|---|---|---|---|
| માયા | પલક | ફીટી જવું | મહિમાં |
| રિધસિધ | વના | ફના | મર્કટ |
| માલવું પાત્ર | મદિરા | રંક | અહાર |

એક અફીણ બીજું આળસ, એ બેમાં છે એવો રસ;
જેમ જેમ અધિકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય;
જો મુકે તો કારજ સરે, નહીં તો અખા તે ખાતો મરે.૧.

જેમ કોઈ જન ઊંઘી ગયો, કરે હાર સ્વપ્ન વરા થયો;
ભક્ષ કરે પણ માહે ભુખ, ઠાલીને ઠાલી રહે કુખ;
એમજ અખો કહે નિરધાર, ભણતર મિથ્યા વગર વિચાર. ૨.
સુખીઆં દુખીઆં દિશે બહુ, પણ માયાના દિશેછે સહુ;
સુખીઆં પલકે દુખીઆં થાય, ધન તન લજા કીર્તિ જાય;
રંક હતા તે બનીઆ રાય, અખા એ માયા મહિમાય. ૩.
પલકે રિધસિધ આવે ઘણી, જીવ જાણે હું સૌનો ધણી;
જેમ વરઘોડે મળ્યા બહુ વના, પલકે રહીને થાય તે ફના;
અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડને ચાલતાં રેત. ૪.
ઓછું પાત્ર અને અદકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો;
મારકણો સાંઢ ને ચોમાસું માલ્યો, કરડકણા કુતરાને હડકવા હાલ્યો;
મર્કટ ને વળી મદિરા પીયે, અખા એથી સૌકો બીએ. ૫.

---

## ચોખા.

આ ધન્ય આગળ સર્વ ખંડામાં પાકતું ન હોતું. એની ઉત્પત્તિ એશીઆખંડમાં હતી એવું કેહેવાને કંઈ અડચણ નથી. ચોખા એક દેશી ધાન્ય છે. એનો પાક સમશિતોષ્ણ દેશમાં ઘણું કરીને સારો થાયછે. પણ હાલ આ ધાન્ય વત્તું ઓછું બિજા ઘણાંએક દેશોમાં પસર્યું છે; અમેરિકામાં એની રોપણી આસરે સને ૧૭૦૦ માં થઈ. તે ખંડમાં ચોખાનું બી લઈ જવાનું કારણ એવું થયું કે, જ્યારે કંપની સરકારનો અમલ આ દેશમાં નવો થયો, ત્યારે એક સરકારી હોદ્દેદાર ઈંગરેજ કલકતેથી અમેરિકામાં જવાને નિકળ્યો તે વેળાએ ચોખાની એક ગુંણ ભરીને પોતાની સાથે

થઈ ગયો, અને તે તેણે પોતાના એક મિત્રને આપી. તેણે ત્યાંના ખેતરમાં તે વાવ્યા. તેને વાવવાની બરોબર ખબર નહીં હતી તેથી તેનો પાક પેહેલે વરસે બરોબર થયો નહીં. પણ ત્યાર પછી આગળ ચાલતાં જ્યારે એ કામ બરોબર જાણ્યું ત્યારે હાલ તેનો પાક તે તરફ ઘણો થતો ચાલ્યોછે. અમેરિકામાં જ્યાં જ્યાં પાણીના મોટા સ્થળોછે ત્યાં ત્યાં ભાતનો પાક ઘણો થાયછે. એવું સાંભળ્યામાં આવેછે કે હાલના કારોલીનમાં તથા એવાજ બિજા ઠેકાણાઓમાં ચોખા એવા સારા થાયછે કે આપણા હિંદુસ્થાન માહેલા ચોખાને હઠાવેછે. ત્યાંની જમીન તથા હવા ચોખાને માફક છે. અમેરિકા માહેલા લોકોને બિજા ધાન્ય જેવું આ ધાન્ય ભાવતું નથી; આ નવું ધાન્ય તે લોકો ઘણું ઉત્પન્ન કરેછે ખરા, તોપણ ઘણું ખરૂં પોતાના દેશના ધાન્ય ઉપર ગુજરાન ચલાવેછે. તે લોકો દર વરસે હજારો ખાંડી ચોખા યુરોપમાં મોકલેછે. આ ઉપરથી એવું દીસેછે કે તે લોકો આ ધાન્ય કેવળ વ્યાપારને અર્થેજ ઉત્પન્ન કરેછે.

ભાત કાદવ વાળી જમીનમાં સારીપેઠે વધેછે. જે દેશમાં પાણીનો તોટો, પાણીની જગ્યાઓ થોડી તથા જે દેશમાં નદીઓ છે તેમાં રેલ આવી જમીન ભીનાતી નથી ત્યાં ચોખાનો પાક સારો થતો નથી. ભાતને ચમરી આવી પાકીને તઈઆર થાય ત્યાં સુધી થોડામાં થોડું ખેતરમાં એક આંગળ પાણી હમેશ રેહેવું જોઈએ, ત્યારે દાણો ભરાઈને પાક સારો થાયછે. ભાતના ખેતરને જેટલું પાણી જોઈએછે તેટલું બીજા ધાન્યના ખેતરમાં જોઈતું નથી. ગોવામાં દરીયાની

ખાડી પાસે કેટલેક ઠેકાણે ઘણી મોટી કાદવની જગ્યાઓ છે, તેને ખાંજણ કેહેછે, તેમાં હજારો ખાંડી ચોખા પાકેછે. જુવો! પરમેશ્વરે આ કેટલી અદભૂત કૃતી કરેલીછે, કે જે ખાજણમાં ઉધાનનાં દિવસમાં દરીઆનું પાણી આવીને સઘળી જગો જળમય થાયછે તેથી તેમાં કીચડ થઈ જાયછે. તે ઠેકાણે વરસાદના દહાડામાં ખેડુત લોકો હજારો રૂપીઆનો માલ ઉત્પન્ન કરીને પોતાનું ગુજરાન કરેછે. એવી જગ્યામાં ખેતી કરવાની કૃતી એવી છે કે આષાડ મહીનામાં જ્યારે વરસાદનું જોર હોયછે ત્યારે તેમાં પાણી ભરાઈ જાયછે તેથી તે જગોનો ખાર ધેવાઈ તે જમીન મિઠી થાયછે. પછી બીજા ખેતરમાં ભાતના તરૂ થયેલા હોયછે, તે ઉખેડી લાવીને તેના જુમખા તે કીચડમાં રોપેછે. પાંચ છ મહીના પછી એ ધાન્ય તઈઆર થાયછે, અને તે ઘણું ઉંચી જાતનું હોયછે.

એશીઆ ખંડમાં ચોખાનો પાક ચીન, બંગાળ, બનારસ, કેશમીર, ગુજરાત, દક્ષીણ અને દક્ષીણ કોકણમાં થાયછે. કરનાટકમાં રામેશ્વર સુધી ઘણો થાયછે; પણ બિજા દેશો કરતાં દક્ષીણ કોકણ અને કરનાટકમાં આ ધાન્યનો ખપ ઘણો છે. હાલ યુરોપખંડના કંઇ કંઈ ભાગોમાં ભાતનો થોડા થોડા પાક થાયછે; પણ તે ત્યાંની ઠંડ હવાને લીધે સારો થતો નથી. હલંડ દેશમાં આ ધાન્ય મુતલક થતું નથી. વરસમાં ચોખાનો બે વખત પાક થાયછે, એક સર્દ અને બીજું વાંગણું. જે વરસાદમાં થાયછે તેને સર્દ કેહેછે, અને જે હુનાળામાં થાયછે તેને વાંગાણું કેહેછે.

બંગાળ દેશમાં ગંગા નદીના ફાંટાઓ જ્યાં ત્યાં પસરાથી

તથા ત્યાંની જમીન સારી હોવાથી ચોખાનો પાક ઘણો થાયછે. ત્યાં વરસમાં બે પાક તો ખચીત થાયછે, અને કોઈ ઠેકાણે ત્રણ પણ પાક થાયછે, એવું સાંભળ્યામાં આવેછે. તે દેશમાં ઊંચી જાતના બારીક ચોખા થાયછે. તેની ગુંણો ભરીને હજારો ખાંડી મુંબઈ તથા બીજે ઠેકાણે તથા ઈંગલંડ દેશમાં મોકલેછે. બંગાળી ચોખો જોવામાં સારો દેખાય છે, પણ સ્વાદમાં સારો નથી. એનું કારણ એમ છે, કે આ ચોખા ઘણા દહાડા સુધી ટકે અને જોવામાં સફેદ દેખાય, માટે ચુનાના પાણીથી ધોયછે તેથી સ્વાદમાં કમી હોયછે.

દક્ષિણ કોકણમાં તથા કર્નાટક દેશના સર્વ પ્રાંતોમાં ઘણુંકરીને ચોખા વગર બીજું ધાન્ય ઝાઝું વાપરવામાં આવતું નથી. ત્યાં ચોખા ઘણા પાકે છે. તે લોકે ચોખા વગર બિજું ધાન્ય ખાય તો અપવાસ કીધો એમ માનેછે. કોઈની ગરીબી જણાવવી હોય તો એવી કેહેવત છે, કે તે અરધોશેર ચોખાને પણ લાયક નથી. બિજું સર્વ પ્રકારનું ધાન્ય તથા દાણો જો લોકોના ઘરમાં ભરેલો હોય અને ચોખા નહીં હોય, તો તે લોકો ગરીબ છે એવું માનેછે. ચીન દેશમાં પણ ચોખાનો ખપ ઘણો છતાં તેમાં પણ કોઈની ગરીબી જણાવવી હોય તો એવું કેહેવાયછે કે તે બીચારો શું કરે તેના ઘરમાં મુઠી ચોખા પણ નથી. ચોખાનું અન્ન હલકું, ઠંડું તથા પાચન થઈ શકે એવું છે; નાનાં છોકરાં, રોગીઓ અને અશક્ત એમને તેની કાંજી ઘણી માફક આવેછે. પરમેશ્વરે જુદા જુદા દેશોમાં ત્યાંની હવા પ્રમાણે અને જમીનની સ્થિતિ પ્રમાણે અનેક જાતના ધાન્યો ઉત્પન્ન કર્યાંછે.

આ પ્રમાણે કોઈ વખત પરમેશ્વરની અકૃપા થાયછે. દુકાળ વરસાદ નહીં પડવાથી થાયછે એવું નથી; તેના બીજાં ઘણાં કારણો છે. કોઇ વખત ઘણો વરસાદ પડવાથી દુકાળ પડેછે તેને લીલો દુકાળ કેહેછે. અને જે અવર્ષણ થઇને દુકાળ પડેછે તેને સુકો દુકાળ કેહેછે.

---

## તુવેર.

તુવેરના ઝાડો બે જાતના હોયછે, એક દરવરસે થવાવાળાં અને બિજાં પાંચ છ વરસ સુધી બચવાવાળાં. દર વરસ થનારી તુવેર ખરીપના પાકની હોય, તો તેને આષાડ મહીનામાં વાવેછે, તે કારતગ, માગસર મહીનામાં તૈયાર થાયછે. તેનું ઝાડ બે હડી હાથ ઉચું વધેછે, અને તેનો વિસ્તાર પણ સારી પેઠે થાયછે; રબીના પાકની તુવેર આશ્વિન માસની આખરે તથા કારતગ માસમાં વાવેછે. તુવેરના ઝાડોને ખાતરની ઝાઝી ગરજ પડતી નથી. જમીન સારી પેઠે ખેડી નરમ કરી તેમાં તુવેર વાવેછે, પછી તે ઝાડ જમીનની સરદી તથા ઝાકળથી વધી જાયછે. તુવેર પાકીને તૈયાર થઈ એટલે તેને કાપીને ઢાળેછે, પછી તેમ ઝુડી દાણા કાહાડેછે. જે ઝાડ બે ચાર વરસ સુધી બચેછે તેનું થડ આપણા પગના નળા જેટલું જાડું થાયછે; અને તેની શિંગો પાકી તૈયાર થઈ એટલે ચુંટી લઈને સુકવેછે. તુવરની બે જાત છે, ધોળી અને લાલ. તુવેરની દાળ બનેછે. સુરતી તથા ભરૂચી દાળ સારી ઊંચી કેહેવાયછે, ઘાટી તુવેર મધ્યમ પ્રકારની હોયછે. જે દેશમાં ચોખા ખાનારા લોકો

ઘણા છે તે દેસમાં તુવેરની દાળનો ખપ વધારે હોયછે. કેટલાએક લોકો ચોખા અને તુવેરની દાળ હોય, તો બીજાં ધાન્યની ઝાજી ગરજ રાખતા નથી. તુવેરની ધાડી દાળ, ખાટી દાળ, પુરણ અને ઢોકળાં એવા પદાર્થો કરેછે. તુવેરનું ભુસું ઢોરોને ખવડાવેછે.

તુવેરની શિંગને કેટલાએક "સાંબળ" પણ કેહેછે. શિંગો લીલી હોય ત્યારે તેના દાણા કાહાડી લીધા પછી લીલવા બનાવેછે. તુવેર સમશિતોષ્ણ દેશમાં સારી પેરે પાકેછે. જે દેશમાં ઘણી ઠંડી પડેછે અને બરફ વધારે હોયછે તે દેશમાં તુવેર પાકતી નથી. આ દેશમાં દર વરસે હજારો ખાંડી તુવેરની દાળનો ખપ છે, તથા બીજા દેશોમાં પણ જાયછે. એવી જાતના ધાન્યપર કેટલાક લોકોનો નિર્વાહ ચાલેછે, સરકારને વસુલ ઉત્પન થાયછે, કારકુન, કામદાર લોકોને રોજગાર મળેછે, ખેડુત લોકોનો સંસાર ચાલેછે, વેપારી લોકોનો વ્યાપાર ચાલ્યાથી દ્રવ્ય મળેછે, એવા અનેક પદાર્થથી પૃથ્વી ઉપર એટલી ઉથલ પાથલ થાયછે. સર્વ જુદા જુદા ઉદ્યોગ કરતી વેળાએ માણસે આપણા સઘળાં કર્મો પરમેશ્વર જોયછે એવું જાણીને જે કામ કરવું હોય તે કરવું.

## અપકારને બદલે ઉપકાર.

અજ્ઞાન કાળમાં ઇટલી દેશ મધે ફ્લિેનઝામાં એક માણસ કોઈ સાથે વેર રાખીને તાકી રહ્યો હતો; તેના શરી-

રનો બાંધો મજબુત હતો, તેથી પેલાને ઘણોજ માર મારીને તેની આંખો બાહેર ખેંચી કાહાડી. તેથી તે બિચારો આંધળો થઈ ગયો. તે પોતાના રોટલા પેદા કરવાને અશક્ત થયાથી એક મઠમાં જઈ રહ્યો, અને ત્યાં પોતાથી જે બને તે ધર્મના કાંમો કરવામાં પોતાનો વખત ગુજારવા લાગ્યો. જે માણસે આ બિચારાની આંખો ખેંચી કાહાડી હતી, તે માણસ થોડેક વરસે એક ભારે આજારથી માંદો પડયો; અને તેને સારો કરવા માટે તેજ મઠમાં લઈ જવો જોઈયે, એવું અગત્ય જણાયું. તે પોતાના મનમાં બીહીનો કે, "જે માણસને મેં આંધળો કીધોછે, તે મારી સાથે વેરભાવ રાખીને અપકારના બદલામાં મારી આંખો ફોડી નાખશે." પણ એવું ન કરતાં તે આંધળાએ પેલા દુખીયારાની આગળ હાજર રેહેવાને પોતાના ઉપરીની પાસે રજા માંગી; તેણે તે કૃપાદાન એવી આતુરતાથી માગ્યું, કે જાણે તેમાં કાંઈ મોટી અગત્યની વાત હોય. રજા મળ્યાથી તે પેલા માંદા માણસની સેવામાં સઘળો વખત કાહાડવા લાગ્યો. તે તેની પથારી આગળ આખી રાત જાગતો, અને દહાડે તેનું દુઃખ મટાડવા સારૂ તથા તેને જલદીથી આરામ થાય, માટે પોતાથી જે બનતું, તે તે કરતો. એવા ઉપાયથી તેને આરામ થયો. જ્યારે તે માંદા માણસને માલમ પડયું હશે કે, 'જે ધણીની સાથે હું આટલી બધી ક્રૂરતાથી ચાલ્યો હતો, તેણે મારા ઉપર ઉપકાર કરીને મારો જીવ બચાવ્યો, ત્યારે તેના દીલમાં કેવું લાગ્યું હશે, તે સેહેજ આપણી કલ્પનામાં આવેછે.

## साहस काम न करवा विशे.

| | | | | |
|---|---|---|---|---|
| સાહસ | મતિ | પતિવ્રતા | વિવિધ | વ્રત |
| નેટ | સજ્યા | તુલ્યા | પ્રસવ્યો | સૂત્ર |
| બાંધવ | વધામણી | દાવાનળ | કુડો | કલ્પાંત |
| તત્પર | વિમાસણ | હર્ષ | માનની | જુવંતી |

### ચોપાઈ.

સિધપુર નામે સુંદર ગામ, નારસિંહ રાજાનુ નામ;
વસે એક બ્રાહ્મણ મહામતિ, પતિવ્રતા તેને ઘેર સતી. ૧.
પેટ નહીં પુત્રી કે તંન, ઈશ્વર ઉપર એનું મંન;
વિવિધ પ્રકાર કરે તે વ્રત, કરે આચરણ રૂડાં કૃત્ય. ૨.
નરનારી બે પવિત્ર નેટ, તોય પુત્ર ના આવે પેટ;
મનમાં રાખે નારી મયા, વસે દિલે પુરૂષને દયા. ૩.
આપ ઘેર એક નોળનું બચ્ચું, તરફડતું તે આંગણ વચ્ચું;
પાસે માત નહીં તે તણી, દયા ઉપજી મનમાં ઘણી. ૪.
રાખ્યું પાસ પોતાને ઘેર, પાય દુધ પ્રીતે શુભ પેર;
પોઢાડે સજ્યામાં જોડ, કુંવર તુલ્ય પહોચાડે કોડ. ૫.
થયું મોટેરૂં તે તો બાળ, ન કરે એકે અદકી આળ;
વાચા નહીં મુખે તે તણી, અકલ મનુષ્ય તણીછે ઘણી. ૬.
તેના પગલાંથી પછી નેટ, પ્રસવ્યો પુત્રજ તેને પેટ;
બાંધ્યાંછે તોરણ બારણે, પોઢાડ્યો પુતર પારણે. ૭.
હરખ ઘણો દીવાળી દંન, નોળ ઉપર માનનીનું મંન;
તન મન ધન જાણે તેહને, દયા ધરે અદકી દેહને. ૮.
એક દિવસ છે સુત પારણે, જુવંતી ગઈ જળ કારણે;
સોંપ્યો નોળને પેલો પુત્ર, તજ સારૂ એ છે ઘર સૂત્ર. ૯.

રખે એહને રોવારતો, ચીરા કરી રખે મારતો;
બાળક ઠપકો દેશે મને, તો હું ગાળો દેઇશ તને. ૧૦.
સોંપી બાળ જળ ભરવા ગઇ, વાર ઘડી બેચ્યારેક થઇ;
ચઢયો પારણે મોટો નાગ, બાળકને ડસવાનો લાગ. ૧૧.
અંગુઠે વળગે જેટલે, નોળે તે દીઠો તેટલે;
રે મારા બાંધવને ખાય, એ પાપી કયાં નાસી જાય? ૧૨.
એમ કહીને દીધી દોટ, કરડયા પેહેલી ઝાલી કોટ;
મરડી કીધા કડકા સાત, એવે આવતી દીઠી માત. ૧૩.
વધામણી ખાવા કારણે, નોળ ગયો સામો બારણે;
વાચા નહીં તે બોલે કેમ, આવી ઉભો સામો તેમ. ૧૪.
મુખ લોહીઆળું પેલે કર્યું, જાણ્યું માયે બાળક મર્યું;
દીઠું લોહીઆળું જે મુખ, દાવાનળ થઈ લાગ્યુ દુખ. ૧૫.
અરે પાપી તું કુડા કાળ, માર્યો મારો નાનો બાળ;
નાખ્યું બેડું તેની દીરા, મુઓ નોળ ચકદાયું શીરા. ૧૬.
ઘરમાં આવી માતાજુએ, પોઢયો બાળક પારણે રૂએ;
બોલ્યો બાળક આપોઆપ, મુજને ખાતો તો આ સાપ. ૧૭.
એ નોળે માર્યો આ ઠામ, નહીંતર મારૂં કરતજ કામ;
એમ કહી ચેતાવી માત, પડયા દીઠા કડકા છે સાત. ૧૮.
કરી કલ્પાંત ઘસ્યા પછી હાથ, બળવા માંડયું તેની સાથ;
જીવ કાઢવા તત્પર થઈ, શિક્ષા લોકે તેને કહી. ૧૯.
પ્રથમ મન સમજી નહીં માય, હવે હાથ ઘસવે શું થાય!
તને વિમાસણ કરવી પડી, જો ચેતી નહીં પેહેલી ઘડી. ૨૦.

દોહરો.

સાહસ કર્મ કર્યાથકી, હોય હર્ષનો નાશ;
દેખો એ દ્રષ્ટાંતથી, કહે કવી સામળદાસ. ૧.

# આંધળો ભિખારી અને તેનો કુતરો.



જ્યારે કોઈ ગરીબ આંધળા માણસને ભિખ માગીને પોતાનું ગુજરાન કરવું પડેછે, ત્યારે તેને બાહાર દોરી જ-વાને કોઇ સમયે તે કુતરો પાળેછે. તે શખ્સ દોરીથી ત જનાવરને ઝાલી રેહેછે; અને જે ઠેકાણે એનો જીવ સંક-ટમાં પડે, એવાં જે ઊંડા પાણીના સ્થળ અથવા ઊંચી ટેકરીઓ, તે ઠેકાણે તેને નહીં લઈ જાય, એવો વિશ્વાસ તેની નિમકહલાલ બુદ્ધિને લીધે તે પુરૂષ તેના ઉપર રાખે-છે. રૂમ શેહેરમાં કોઈએક સમયે એક આંધળો ભિખારી હતો, તેને કુતરો દોરી લઈ જતો હતો. તે કુતરો અતિ-શય ચતુરાઈવાળો તથા ઘણો માયાળુ અને પોતાના ધ-ણીના સર્વ કામોમાં વાજબી રીતે ચાલનારો પ્રાણી હતો. તે ઘરડો માણસ દર અઠવાડીએ બે વાર કેટલીએક શેરી-ઓમાં જતો, અને જે નિયમિત ઘરોમાંથી તેને ભિખ મળવાની આશા હતી, ત્યાં ત્યાં તે જતો. જે મોહોલ્લામાં

થઈને પોતાના ધણીને દોરાવવો પડતો, તે સર્વ મોહોલ્લાઓથી તે કુતરો વાકેફ થઈ રહ્યો હતો; તથા ઘણુંકરીને પોતાના ધણીને જે ઘરમાંથી કાંઈક ભિખ મળતી, તે ઘરોના બારણા પણ તેને માલમ હતાં. જ્યારે તે ડોસો બારણું ઠોકતો, અને ભિખ માંગતો, ત્યારે તે કુતરો થાક ખાવા સારૂ બેસી જતો. તેને ભિખ આપે, અથવા ના કેહે, એટલે તે કુતરો તુરત ઉઠી ઉભો થતો; અને તે ઘેર મુક્યા પછી જે બીજે ઘેર તેનો ધણી ભિખ માંગતો ત્યાં તેને લઈ જતો. જ્યારે બારીમાંથી કોઈ પૈસો ફેંકે, ત્યારે તે ભિખારી તો આંધળો, તેથી તેને તે પૈસો જડે નહીં; પણ તે ખોળી કાહાડવાને તેનો કુતરો કદી ભુલતો નહીં હતો. તે હમેશાં પઈસાને મોહોડવતી ઉપાડી લઈ જઈને તે આંધળાની ટોપીમાં નાખતો. કોઈ કોઈ વાર બારીમાંથી કોઈ રોટલી નાખતા. હવે આ ઉપરથી કોઈ સહજ એવું સમજે કે તે કુતરાને ઘર આગળ સારીપેઠે ખાવાનું મળતું નહીં હોય, માટે તે કડકો પોતે ખાઈ જતો હશે. પરંતુ તે ગમે તેવો ભુખ્યો હોય, તોપણ તેના ધણીના આપ્યા શિવાય તેમાંથી તે એક કડકો પણ ખાતો નહીં હતો.

આવી ચાલ કોઈ માણસની હોય, અને અંતઃકરણથી યથાર્થ હેતુથી ચાલતો હોય તો તે ઘણી સ્તુતી કરવા લાયક છે.

---

## ભલાઈ.

ઘણેક પ્રસંગે આપણને માન મેળવવાને અને આપણી મતલબ સાધવાને કઠોર અથવા ગર્વિષ્ટ અથવા ધમકી

આપવાની ચાલ રાખ્યા કરતાં ભલા સ્વભાવે ચાલ્યાથી ઘણુંકરીને કામ પાર પડેછે. તેનું કારણ એ કે જ્યારે આપણે આપણા બરોબરીના માણસથકી એકાદું કામ જોર જુલમથી કરાવવા માંડીએછૈયે, ત્યારે જરૂર તેઓમાં પ્રતિકારવૃતિ[1] ઉત્પન્ન થાયછે. તેમને પોતાને પીડા થાય એવું કામ કરવાનું કહીએ, તો તે વાત તેમને ગમતી નથી. તેના એવા હુકમથી તેઓમાં અભિમાનનો ઉદય થાયછે, તેથી તે માન્ય કરવા કરતાં નકાર કરવાને વધારે પ્રવૃત્ત થાયછે. જ્યારે આતા માનવી પડેછે ત્યારે નાખુશીથી તેઓ તે માનેછે, અને જે કરવાનું હોયછે, તે જેમ ખરાબ થાય તેમ કરેછે; અથવા આજ્ઞા કરનાર સાથે વેર વાળવાને તેઓ એવી રીતે કરેછે કે તેથી તેને માઠું લાગેછે. પણ એવું ન કરતાં જો આપણે ભલા ઉપાય કરીએ તો તેથી બીજાં માણસના અભિમાનને દુઃખ પ્રાપ્ત થતું નથી, અથવા તેને વિષે કાંઈ પ્રતિકારવૃતિ ઉભી થતી નથી; અને આપણે જે કરાવવાનું હોયછે, તે ખરાં દીલથી કરેછે તેથી તે કામ મરજી માફક થાયછે.

## માર્ક્વિસ વેલ્લસ્લી.

માર્કિવસ વેલ્લસ્લી અને વેલિંગટનનો ડ્યૂક, એઓનો બાપ માર્નિગટનનો અરલ પોતાના ઉપર કેટલાએક લાખનું દેવું મુકીને મરીગયો. એક વિલક્ષણ કાયદાના જોરથી તેના વડા છોકરા માર્ક્વિસ વેલ્લસ્લીને તેની સર્વ દોલત મળી; અને

[1] અટકાવ; રોકાવ.

તેનું કરજ આપવાનું કાંઈ તેને માથે આવ્યું નહીં. પણ માર્ક્વિસે અંતઃકરણથી ઠરાવ કીધો કે એ સઘળું કરજ વાળ્યા વિના મારા કુટુંબની મિલકતનો મારે પૂર્ણ ઉપભોગ કરવો નહીં. થોડાએક વરસ સુધી તેણે ઘણીજ કર કસરથી ખરચ ચલાવ્યો, તેથી તેના બાપે જે કરજ કીધું હતું, તેના દોકડે દોકડા ચુકવી આપવા જેટલા તેણે પૈસા એકઠા કીધા.

તે મરનાર અરલના લેણદારમાં એક આસામી હતો, તેણે રૂ૧૫૦૦) અંકે પંદરસોનો દાવો કીધો. તપાસ કીધાથી તે જવાન લૉર્ડને માલમ પડ્યું, કે અસલ આ લેહેણું એક ગરીબ ડોસાનું છે; તેની પાસે એ ધણી રૂપીઆ ૫૦૦) પાંચસો માગતો હશે તેટલી રકમને સારૂ તેણે એને પોતાના લેહેણાની આખી રકમનો હવાલો પાડી આપ્યોછે. તે લૉર્ડ બોલ્યો, "હું તમારી સાથે ન્યાય વિના બીજી કોઈ પણ રીતે ચાલનાર નથી. તમારા આપેલા રૂ૫૦૦) પાંચસો અને મુદત ગણીને કાયદા પ્રમાણે જે તેનું વ્યાજ થાય, તે લો". તે હવાલો પડાવનારે જાણ્યું કે વાસ્તવિક જોતાં તો એના ઉપર એક રૂપીઆનો પણ મારો દાવો નથી, માટે જે મળ્યું અને કાંઈ બોલ્યું નહીં, તેથી તે તૃપ્ત થયો. પણ તે મહાન લૉર્ડ, જેણે ત્યારપછી મોટા વિશ્વાસુ ઓહ્દાઓ ઉપર પ્રતિષ્ઠા તથા પ્રમાણિકપણું બતાવ્યું હતું, તે આ દાખલો આપીનેજ થોભ્યો નહીં. તેણે તે અસલ ચોઠીના ધણીને ખોળી કાહાડ્યો. તે ગરીબ માલમ પડ્યો, તેથી તેને જુના વ્યાજની મોટી બાકી સુધાં આખી રકમ આપી.

# ગરમ લુગડાં.

જુદા જુદા દેશોની હવા પ્રમાણે જુદા જુદા પ્રાણીઓના દિલ ઉપર જુદી જુદી જાતના બાળ હોયછે. જેમકે ઘેટાને ઉન હોયછે અને બીલાડી તથા સસલાના શરીર ઉપર રૂવાંટા હોયછે. ઘોડાને સુંદર યાળ હોયછે. ગાય અને ભેંસોની ચાંમડી જાડી હોયછે, તેના ઉપર નાના વાળ છે. પક્ષીઓને પીછાં છે, ને ઘણાંજ સુવાળાં અને હુંફાળાં હોયછે. પણ માણુસના બદન ઉપર કોઈપણ જાતનું ઢાકણ નથી. માણુસ જ્યારથી માને પેટે જન્મેછે તે વેળા નાગો અવતરેછે. માણુસનું બદન ઢાકવાને વાસ્તે રૂ, ઉન, અને રેશમના કપડાં કામમાં આવેછે. માણુસ પોતાની અક્કલથી રૂને કાંતીને વણેછે, અને તેના સાફ સફાઈદાર સુતરાઉ કાપડ બનાવેછે. તેમજ ઉન, અને રેશમનું પણ કાપડ બનાવેછે.

શિયાળામાં જ્યારે ટાહાડ પડેછે ત્યારે આપણે પોતાના આંગ ઉપર ઉનના કપડાં પેહેરીએછિયે, જેવાંકે ફલાનેલ, સખલાત, ઈત્યાદિ. આપણા દેશમાં સઉથી સરસ અને ઊંચું ગરમ કપડું શાલ છે કે જેને કેશમીરી શાલ કેહેછે; તે કેશમીર પ્રાંતમાં બનેછે. એ કેશમીરી શાલ આખી દુનિયામાં વખણાયછે. એજ મુજબ ચીન, ઈંગલાંડ, રૂશીઆ અને બીજા ઘણા દેશોમાં જ્યારે ઘણી ટાહાડ પડેછે, તે વેળા ઉપર જણાવેલાં કપડાંથી માણુસ પોતાનું રક્ષણ કરેછે. આ ઉપરથી આપણને પરમકૃપાળુ પરમેશ્વરનું ડાહાપણ તથા આપણા ઉપર તેની પ્રીતિ કેટલી છે એ માલમ

પડેછે, કાંકે આપણે અવતરિયેછે ત્યારથી બીજાં જાનવરોની માફક પરમેશ્વરે કુદરતી પેહેરવાસ આપ્યો નથી; માટે આપણે દુનિયાના સઘળા ભાગોમાં અને સઘળી મોહોસમોમાં રહી શકીએછૈયે. એ પરમેશ્વરના ડાહાપણનો નમુનો છે. તેણે આપણને પેહેરવાને સારૂ રૂ, રેશમ, અને ઉન, પેદા કર્યુંછે.

---

## સોનું તથા રૂપું—ભાગ ૧ લો.

દુનિયામાં ઘણી જાતની ધાતુઓ છે, તેમાં મુખ્ય કરી સોનું, રૂપું, ત્રાંબું, જસત, લોહોડું, સીસું, પારો, કલઈ વગેરે હોયછે. આ સઘળી ધાતુઓમાં સોનું અને રૂપું અસલથીજ કિમતી ધાતુ ગણાયછે. સોનું પીલા રંગનું હોયછે, અને પાણી કરતાં એ ૧૯ ગણું ભારી છે. એ ધાતુ વખતે જથ્થાબંધ મળી આવેછે, અને વખતપર ભુકાના આકારમાં મળી આવેછે. એ ધાતુ ઘણી સકત છે. "આકવા રિજિયા" યાને સુરોખાર અને મિઠાના તેજાબના ભેળ શિવાય બીજા કોઈ તેજાબથી એ ધાતુ પિગળતી નથી. સોનું જ્યારે ખાણમાંથી ઓદી કાહાડયામાં આવેછે ત્યારે તે કચરા વિગરે બીજા પદાર્થો સાથે બહુ ભેળાયલું હોયછે, તેમાંથી છુટું પાડવાને પારાની મદદ લેવી પડેછે. પારામાં એવો ગુણછે કે જેવો તેને સોના સાથે મેળવી નાખ્યો, કે તુરત બીજા પદાર્થો સોના સાથે ભેળાયલા હોય તેઓને એક કોરે રેહેવા દઈ ફકત સોના સાથેજ મળી જાયછે. પારામાં એ ખાશિયત હોવાથી સોનું સાફ કરવામાં

એ અતિ ઉપયોગી ગણાયછે. સોનાની ધાતુ જમીન-
માંથી ખોદી કાહાડ્યા પછી તેને ભાંગીને નાની નાની
કરચો કરેછે; તેમાં પછી પારો ભેળેછે, એટલે પારો તુરત
સોજા સોના સાથે મળી જાયછે, અને બીજી વસ્તુઓ કચરા
દાખલ છુટી પડેછે. હવે પારા સાથે મળી ગએલા સોનાને
એક ભઠ્ઠીમાં નાખીને ગરમ કરેછે, જેથી પારો ઉડી જાયછે,
અને સાફ સોનું આપણે હાત લાગેછે. સોના વિશે શોધ
કાહાડતાં એવું માલમ પડેછે કે એ ધાતુ લાંબી મુદત
થયાં લોકોને જણાએલીછે; અને એ ધાતુનો તરેહવાર રીતે
લોકો ઉપયોગ કરતા આવ્યાછે. જેમ બીજી ધાતુઓ
સેહેલાઈથી અને જોઇએ એટલી મળી આવેછે તેમ કાંઈ
એ ધાતુ મળી આવતી નથી. એ ધાતુ મેળવવાને અતિ
ઘણી મેહેનત પડેછે, અને તેથી કરીનેજ બીજી ધાતુઓ
કરતાં એ ધાતુ વધારે મોઘી મળેછે. ઘરેણા બનાવવામાં
લોકો એ ધાતુ વધારે પસંદ કરેછે, તથા કેટલાક દેશોમાં
એ ધાતુના શિક્કા પણ બનાવેછે. હિંદુસ્થાનમાં પણ સો-
નાની મોહોરો ઘણાઓએ જોઈ હશે. શિક્કા બનાવવામાં
જ્યારે એ ધાતુ વાપરેછે ત્યારે તે તદન ચોખી નથી વાપરતા,
પણ તેમાં થોડુંક ત્રાંબું ભેળેછે, જેથી કરીને તે મિશ્ર
ધાતુ વધારે સકત થાયછે. એ વગર હીરા, મોતીના
દાગીના પણ સોનામાંજ જડ્યામાં આવેછે. સોનું દાગીના
બનાવવાને લેછે, તે પણ ચોખું નથી લેતા, તેમાં થોડુંક
રૂપું ભેળેછે, અને એ પ્રમાણે રૂપું ભેળ્યાથી તે દાગીના
કઠણ થાયછે; એવા સોનાનો રંગ ફિક્કો મારેછે. ત્રાંબા
સાથે જ્યારે એ ધાતુનો ભેળ કરેછે ત્યારે તે એટલીતો ચિકટ

થાયછે, કે એક ગ્રેન સોનાને જો ટાપિયે તો તેમાંથી એક તસું લાંબાં અને એક તસુ પોહોળાં એવાં ૫૫૨ પત્રાં થઈ શકેછે, એવાં ૧૫૭૯૨૦૦૦) પત્રાં જો લઇને તેઓની એક-એકના ઉપર ચોડ કરિયે તો તે ચોડનો ઊઠાવ એક તસુના જેટલો થશે, એવાં બારીક પત્રાં કરી શકાયછે. રૂપાંના કેટલાક દાગીનાઓ ઉપર ઢોળ ચઢાવવાને પણ સોનું કામ લાગેછે. એ ઢોળ બે રીતે ચઢાવ્યામાં આવેછે; એકતો સોનાને પારા સાથે ભેળીને ચઢાવેછે, અને બીજું તો વિજળીના યંત્રની મદદથી ચઢાવેછે. એવી ગણત્રી કાહાડયામાં આવીછે કે ૧૩૦૦ મૈલ લાંબા એક રૂપાના તાર ઉપર ઢોળ ચઢાવવાને હડી તોલા સોનું બસ છે. એ પ્રમાણે તપાસી જોતાં એ ધાતુ ઘણી પ્રકારે ઉપયોગી છે, તથા તેની ખારિયત પણ એવી છે જેથી કરીને તે જુદી જુદી રીતે ઉપયોગમાં આવી શકેછે. કેટલીક વખતે લોકોને ૧૦૦ ટચનું અથવા ૯૭ ના ટચનું સોનું બોલતાં આપણે સાંભળીએછિયે, તેનું જાણવું એ છે કે ૧૦૦ ટચનું સોનું તે ચોખ્ખું અને નિખાલસ સોનું, એટલે એ સોનામાં બીજી કોઈ હલકી ધાતુનો ભેળ કરેલો નથી. ૯૭) ના ટચનું સોનું એટલે એ સોનામાં દર સો ભાગે ૯૭ ભાગ સોનાના છે, તથા બાકીના ત્રણ ભાગ કોઈ બીજી હલકી ધાતુના ભેળેલાછે. હમણા સોજામાં સોજું સોનું ૯૭) ટચનું ગણાયછે, તથા સોનાના ચીનાઈ પાનાં જે વરકના જેવાં પાતળાં આવેછે તે વખતપર ૯૮ અથવા ૯૯ ટચના, અને કોઈ વખતે પુરાં ૧૦૦) ટચના પણ આવેછે.

આપણા દેશના સિક્કા જેવાકે મોહોર તથા ઈંગલાંડ

દેશના પાઊંડ અને ગીની એ ધાતુની બનાવેછે. એ ધાતુ શોભાયમાન છે તેથી પાદશાહઓ પોતાનું તાજ સોનાનું બનાવેછે, કે જે વિશેની એક વાત નીચે મુજબ છે.

શિરાક્યુસના પાદશાહએ પોતાના સોનીને એક સોનાનું તાજ બનાવવાનો હુકમ કીધો. તે તાજ તઈઆર થઈ આવ્યા પછી પાદશાહને વેહેમ ગયો, કે તે તાજમાં કાંઈ પણ કાવતરૂં થયુંછે, એટલે બીજી હલકી ધાતુ એ તાજના સોના સાથે ભેળીછે; તેજ વખતે તેને પોતાની દરબારના "ફીલસુફ" આર્કીમિડીયઝ ને હુકુમ કીધો, કે આ તાજ ચોખ્ખા સોનાનું છે કે નહીં તેની તપાસ કરવી, અને તે વિશેનો અભિપ્રાય જણાવવો. એ સાંભળીને આર્કીમિડીયઝ વિ-ચારમાં પડ્યો, કે એની તપાસ હું શી રીતે કરી શકું; એ વિશે તેણે ઘણા દિવસ સુધી વિચાર કીધો પણ તેને કાંઈ સુજે નહીં. શેવટે એક દિવસે દલગીર થઇને પોતાના હમામખાનામાં ગયો, ત્યાં પાણી ભરેલી એક કુંડીમાં જેવો બેઠો, તેવી તેની નજર તે પાણીના ઉપર પડી, અને જોએછે તો પોતાના વજન પ્રમાણે પાણી વધારે ઊંચું ચડ્યું; તેથી તેણે એવો વિચાર કીધો કે જેમ મારા શા-રીરના ભારથી આ પાણી નિયમ પ્રમાણે ઊંચે આવેછે, તેજ પ્રમાણે જો પાદશાહનું સોનાનું તાજ પણ એ પ્રમાણે પાણીમાં બોળીને તોલ્યું હોય, તો તેમાં જે કસાર હશે તે જ-લદીથી માલમ પડી આવશે. એવો વિચાર કરતાં તે ફીલસુફ ઘાભરો થઇને પાદશાહની આગળ બુમો મારતો દોડી ગયો, કે મેં સોધી કાહાડ્યું! મેં સોધી કાહાડ્યું! અને ત્યા-રૂપછી જે હલકી ધાતુઓ તે તાજમાં ભેળી હતી તે આરસી

વજનમાં છે, એ પ્રમાણે ગણતરી કરીને પાદશાહને કહી સંભળાવ્યું.

## સોનું તથા રૂપું—ભાગ ૨ જો.

રૂપાની ચાંદી ઘણીવાર આપણા જોવામાં આવેછે. એ ચાંદી ચીન તથા યુરોપના કેટલાક દેશોથી આવેછે. રૂપું ઘણુંખરૂં જમીનમાંથી નિકળેછે, અને જેમ આપણા બદનમાં નસો પંથરાએલી હોયછે તેમજ ભોંયમાં ખડકોની નીચે રૂપાના પડો પંથરાયલા હોયછે. રૂપાની મોટી ખાણ અમેરીકામાં તથા કેટલાક પહાડોમાં હોયછે. એ ધાતુ સીસાના ગઠ્ઠા સાથે જમીનમાં કોઈ વખત મિશ્ર થયેલી માલમ પડેછે. રૂપું એક શોભિતી ધાતુ છે. આ ધાતુ પાણી કરતાં સોળગણી ભારે છે. સોનાની પેઠે રૂપું પણ નરમ ધાતુ છે, તે વેહેલું ઘસાઈ જાયછે; તેથી જે ચીજ તેની બનાવેછે તે ઘણી ઉપયોગમાં આવતી હોય, તો તેમાં ત્રાંબું આસરે બારમે હિસ્સે ભેળેછે. શિક્કા બનાવવાના કામમાં રૂપું ઘણું કામ આવેછે. તે શિક્કા ટંકશાળમાં પાડયામાં આવેછે. પ્રથમ રૂપાંના જાડાં પતરાં કરીને તેના ગોળ ટુકડા કરેછે, પછી તેને ખરાં લોઢાના બે શિક્કા વચ્ચે દાબેછે. એ શિક્કા ઉપર એક બાજુએ આપણી માહારાણી વિક્ટોરિયાનો ચેહેરો, અને બીજી બાજુએ, એક રૂપીઓ, ઈંડીયા અને સને, એવું ઈંગ્રેજી હરફે પાડેલું હોયછે. એરી રીતે છાપી બાહાર કાહાડેછે એટલે રૂપીઓ થયો. એક રૂપીઆનું વજન એક તોલો હોયછે પણ તેમાં દોહોડ આનાની કિમતનું ત્રાંબું ભેળેછે. એવીજ રીતે અરધા, પાવલી, બેઆની બનાવવામાં આવેછે. એ શિવાય કેટ-

લાક લોકો રૂપાના દાગીના અને વાપરવાના વાસણો બનાવેછે. એ ધાતુ પણ ઢોળ ચઢાવવાના કામમાં આવેછે.

આપણા દેશમાં બાયડી છોકરાંઓ સોના રૂપાના ઘરેણા ઘણું કરીને પેહેરેછે. છોકરાંઓને સારાં લુગડાં પેહેરાવવાને બદલે ઘરેણા પેહેરાવેછે એ કેવી મુર્ખાઈ છે? હાથે પગે સોના રૂપાના વાળા, ગળામાં હાંસડી, અને અંગ ઉપર પાધરાં વસ્ત્ર નહીં એ કેવું અજાયબ જેવું છે? વધારે અજાયબ સરખું તો એ છે, કે એ ઘરેણા પેહેરીને પણીઆરણો પોતાના માથા ઉપર પાણીના હાંડા લઈને એક જગોથી બીજી જગોએ ભટકેછે. શિયાળાના દાહાડામાં ટાહાડે ધ્રુજે, અને ચોમાસાના દિવસોમાં સરદીથી માંદાં પડે, તોપણ લુગડાં જોઇયે એવાં પોતે તથા પોતાના બાળકોને પેહેરાવે નહીં, અને લગનસરા તથા બીજે અવસરે બાહાર જમવાને જાએ તથા મોકલે ત્યારે ઘરેણા આંગ ઉપર પેહેરે, એ કેવી બેવકુફીની વાત છે? છોકરાંઓને જરૂર જોગ કેળવણી આપવાને આનાકાની કરવી, અને ચોપડીઓ તથા લખવાના કાગળો વેચાતાં અપાવવાને પૈસા નહીં ખરચવા, અને તે સાથે ઘટતો અને સાદો ખોરાક ખાવા તથા છોકરાંઓને ખવડાવવા તથા બીજી કેટલીક રીતે પૈસાની જે લોકો તંગી ભોગવેછે, તેને ઠેકાણે ઉપર બતલાવ્યા મુજબ ઘરેણા કરાવવાના કામમાં તે પૈસા ખરચવા એ કેવી બેવકુફીની વાત હશે વારૂ? વળી રેહેવાને નઠારાં ઘર અને હોડવા પેહેરવા તથા ખાવા પીવાની વેહેલા ભોગવવી; તે ઠેકાણે પૈસા ખરચીને ઘરેણા બનાવીને પેટીમાં નાખી મેલવાં એ ચાલ મોટી દલગીરીની છે. કોઈ એવું કેહેશે

કે પૈસાવાળા લોકોની બાયડીઓને ઘરેણા શોભે તો તે વાત જુદી છે, પણ જેઓ ગરીબી હાલતમાં હોયછે, તેઓ એક બીજાની દેખાદેખથી તેવું કરવા જાય તો તેમાં તેની પુરી મુર્ખાઈ છે.

જે લોકો પોતાના બાળકોને ઘરેણા પેહેરાવેછે, તેઓના બાળકોના જાન ઘણા જોખમમાં રેહેછે, અને કોઈ વખત તો તેવાં છોકરાંઓનો પ્રાણ પણ જાયછે. એ વિશેના દાખલાઓ વારે ઘડીએ આપણા જોવા તથા સાંભળવામાં આવેછે, માટે પૈસાદાર તથા ગરીબોની ફરજ એજ છે, કે પોતાના કુમળાં બાળકોને ઘરેણા પેહેરાવવાની નુકસાન કારક ચાલને પ્રથમ પોતાને ત્યાંથી બિલકુલ તરક કરવાની તજવીજ કરવી, કાંકે એવાં ઘરેણા ઉપર નજર પડવાથી કેટલાક લુચ્ચા અને ક્રૂર લોકોનું મન તેથી લલચાયછે, અને કોઈ વખતે બિચારાં ગરીબ અનાથ બાળકોનો જીવ પણ જાયછે. કેટલાક હિંદુ લોકોની બાયડીઓના ઘરેણા એવાં હોયછે, કે તોલમાં પણ ભારે હોવાથી તેવી સ્ત્રીઓનું અંગ કંતાઈને નબળું થઈ જાયછે.

## માછલી અને તેની થોડીએક વાત.



માછલીને કોણે નથી જોઈ? તે માણસના ખાવાના કામમાં આવેછે, અને આપણી સ્ત્રીઓ તેમાં સારા સગણ

સમજેછે. આ બધો તેઓનો વેહેમ છે, પણ તેઓ એ પ્રાણીઓ તરફના પોતાના વેહેમમાં જેવાં ચકચુર છે, તેવાં તેને લગતું જ્ઞાન મેળવવામાં ઇનતેજાર હોય તો કેવું સારૂ! માછલી ખોદાતાલાની પેદાએશનો એક મોટો ભાગ રોકેછે, અને તેઓની બનાવટમાં કુદરતી અછી કારીગરી છે.

માછલીઓ સદા પાણીમાં વસનારી છે, પણ માણસ જો પાણીને તળીએ જાએ, તો તેનાથી દમ લેવાએ નહીં અને મરી જાયછે; માછલીમાં તેમ નથી. ખોદાતાલાએ તેની ચુંઈ એવી રીતે બનાવીછે, કે તેથી તે મધ ફરતું લોહી પાણીમાં જે થોડી થોડી હવા હોયછે તેની સાથે મળતાં વાર એક રસાએણ સંજોગનો બનાવ બનેછે. માછલીમાં દમ લેવાના ફેફસાં હોતાં નથી. તેનું લોહી થંડું હોયછે અને તે આખાં શરીરમાં ફરી વળેછે. માછલીના હાડકાં ઘણું કરીને નરમ હોયછે. પાણીમાં દોડતી વખતે તેની પુછડી હલેસાંની મીસાલે કામ લાગેછે, અને તેની બાજુએ આવેલી પાંખ રસ્તો કાપવામાં મદદ કરેછે. માછલીના દાંત ખોરાક ચાવવાના કરતાં શેકાર પકડવાની વધારે મતલબ સાચવેછે. તે દાંત માત્ર તેના જડબાંમાંજ નહીં પણ જીભ મધે જડેલા હોયછે.

માછલીઓ ઘણી જાતની અને ઘણા ખવાસની હોયછે. કેટલીક માછલી વજનમાં ઘણી ભારી હોયછે; કોઈ જાતની માછલીઓ વિજલી પેદા કરી શકેછે, અને એ રીતે તેને હાથમાં ધરનાર શખસના આખાં બદનમાં આચકો લાગ્યાથી તે તુરત તેને છોડી દેછે. કેટલીક માછલીઓનું પુછડું દુશમન ઉપર હોમલો કરવા કામમાં આવેછે.

માછલી માછલીને ખાયછે અથવા તેનો ભક્ષ કરેછે, તે પોતાના બાળકનો પણ ભક્ષ કરેછે, તોપણ તેના ગર્ભ વિશેની કેટલીક બીના જાણવાજોગ છે; એ ગર્ભમાં ઝિણાં ઝિણા અગણિત ઈંડાંઓ હોયછે. "કાડ" નામની માછલી એકજ વખતે એવાં ચાળીસ લાખ ઈંડાં મેલછે; પણ ગર્ભ પાડવા પછી તે ભુખી થઈ જાયછે. એવું કેહેછે કે તે પોતાના અતિશય ઈંડાંઓને તેજ વખતે ખાઈ જાયછે. એ ગર્ભ કેટલીક વાર માછલીના શરીરમાંજ રેહેછે. અને ત્યાં તેને ઉધરભાવ મળેછે; કેટલીએક વાર શરીરથી છુટી પડવા બાદ તેમનાં ઈંડાં મધેથી પોતાની મેળે બીજા માછલીઓ પેદા થાયછે; વળી બીજી ઘણીક માછલીઓમાં પોતાના બચ્ચાંની માહાવજત માંદા નહીં પણ નરને માથે કુદરતે નાખીછે. તે નરના પેટ આગળ ઇશ્વરે નાની નાની કોથળીઓ કરેલી હોયછે, અને ઈંડાં માંદાના શરીરમાંથી બાહેર નિકળતાં વાર નરના શરીરના ઉપલા ભાગમધે જાયછે, ત્યાં તેની જગો થવા પછી પેલી કોથળીના મોહેડાં બંધ થાયછે, અને તેવી હાલતમાં કેટલાક દિવસ સુધી તેમનો સંભાળ થયા પછી પેલી કોથલી ફાટીને તેટલી માછલીઓ બાહેર આવેછે.

જે માછલીઓ ઉપર મુજબ લાખો બચ્ચાં જણે, તેઓ તે બચ્ચાં ઉપર સંભાળ રાખે એમ માની શકાતું નથી; પણ બીજી કેટલીએક માછલીઓમાં ઓહાતાલાએ બાળકની જાળવણી કરવાની શકિત મેલી હોયછે, તેમાંની કોઈ જાતની માછલીઓ કિનારા ઉપર ખડકો અને ઓહોની વચે નાના નાના માળા બાંધેછે, અને તેની આસપાસ એક જાતનો

દોરો વીંટાળીને તેને મજબુત કરી રાખીછે; એમાં તે માછલીઓ પોતાના ગર્ભને રાખેછે; જે મધે સેંકડો ઈંડાંઓનો સંભાળ થાયછે, માછલી ત્યાંથી ગળીચીને દુર કરેછે, તથા પોતાના માળા બનતાં સુધો સફાઈદાર રાખેછે, એવું વિદ્વાનોએ જણાવેલુંછે.

કેટલીક જાતની માછલીઓ માણસના ખોરાકમાં આવેછે, અને કેટલાંક તો માણસને ઉપદ્રવ પણ કરેછે; કેવળ જુદા જુદા દેશોમાં જુદી જુદી તરેહનાં માછલાંઓ હોયછે. આપણા દેશમાં જેવાં કે છમણા, બુમલા, રામસ, હલવા, અને બોલ વગેરે હોયછે; તેવી માછલી યુરોપ ખંડમાં થતી નથી; ત્યાં તો "હેરીંગ, સાલમન, કાડ" વગેરે થાયછે.

મગરમછ, શાર્ક, અને સોરાવાટ વગેરે ઘણીક માછલીઓ માણસને હેરાન કરેછે. દરીઆમાં ફરનારાં માણસોને આ જાતના માછલાંથી ઘણીજ સંભાળ રાખવી જોઈએછે, કે જેનો એક દાખલો નીચે આપ્યોછે તે ધ્યાન આપવા જોગ છે.

એક દિવસે એક મોટા વાહાણ ઉપરનો ઈંગ્રેજ ખલાસી વાહાણના ડોલ ઉપર ચડીને મોટા દરિયામાં કામ કરતો હતો; તેવામાં એકાએક તેનો હાથ છટકી જવાથી તે દરયામાં પડ્યો. તેવોજ મોઠા ભાગ્યેગે શાર્ક માછલીએ તેના ઉપર ધસારો કીધો, તે જોઇને વાહાણ ઉપરથી તે ખલાસીનો છોકરો પોતાના હાથમાં એક ઉઘાડી છરી લઇને દરિયામાં તે માછલીની પછવાડે પડ્યો. જેવી પેલી શાર્ક માછલી પેલા બુઢા ખલાસી ઉપર હલ્લો કરવા ગઈ, તેવીજ

પેલા છોકરાએ તે માછલીના પેટમાં છરી ભોકીને ઘાયલ કીધી. તે વેલાએ દરિયો જાણે લોહીથી ભરેલો થઈ ગયો. અને તે વાહાણ ઉપરના બીજાં માણસોએ દોરડાં નાખ્યાથી પેલો ઘરડો ખલાસી દોરડું પકડી વાહાણ ઉપર સહી સલામત આવી પોંહોંચ્યો. પણ પેલી ઘાયલ થયલી શાર્ક માછલી પેલા છોકરાની પાછળ લાગી, અને તે છોકરો પણ વાહાણ ઉપર ચઢવાની તજવીજ કરતો હતો, તેવામાં એક પંજો એવા જોરથી માર્યો કે તે છોકરાનો બરડો ચીરી નાખ્યો. તોપણ વાહાણ વાળાઓએ ઘણી મેહેનતથી તે છોકરાને વાહાણ ઉપર ખેંચ્યો, અને તે છોકરાનો જાન ઘણો જોખમમાં રહ્યો, અને સેવટે તે બિચારો મરણ પામ્યો. આ વાત ઉપરથી એવું જણાયછે કે પેલા છોકરાએ પોતાના બાપનો પ્રાણ બચાવવા થકી પોતાનો જાન ખોયો. આ પ્રમાણે છોકરાંઓએ પોતાના માબાપ ઉપર ઘણું હેત રાખવું અને તેમના દુખની વેળાએ સહાય થવું જોઈયે.

કેટલીક માછલીઓનું તેલ દવાના કામમાં વપરાએછે. જેમકે "કાડ" માછલી, કે જેનું તેલ થાએછે તે નબળી છાતીવાળા માણસોને તથા એવાજ બીજા કેટલાક મરજોના દવાના કામમાં આવેછે.

---

## ચણા.

ચણાની ઉત્પત્તી ઘણું કરીને આ ખંડમાંજ છે. બિજા ખંડોમાં એનો પાક થાયછે એવું કાંઈ સાંભળ્યામાં આવ્યું

નથી. ચણા દક્ષિણ કોકણમાં મુદલ પાકતા નથી, એનું કારણ ત્યાં અવ્વલ પ્રતીની ઊંચી જમીન નથી. ચણા અશ્વિન મહીનામાં વાવેછે, તે માહા મહીનાની અંતે અથવા ફાગણ મહીનામાં પાકી તૈયાર થાયછે. તેને પાણીની ઝાઝી ગરજ લાગતી નથી. શરદ જમીનમાં તેને વાવેછે. જમીનની સરદીથી તથા ઝાકળથી ચણાના ઝાડો વધેછે. ચણાના ઝાડની ઊંચાઈ બે બિલ્લસથી વધારે થતી નથી. ચણાના ઝાડને દક્ષિણ તરફના લોકો હરબરા અથવા ડૉંબ એવું કેહેછે. દર ડૉંબને પાંચ પચાસ રિંગ આવેછે. દરેક રિંગમાં એક તથા બે ચણાના દાણા હોયછે. રિંગની છાલ ચિવ્વટ છતાં એનો રંગ પીળાસપર થાયછે. રિંગ સારીપેઠે પાકી એટલે ચણાના ઝાડોને ઉખેડી કાહાડેછે, અને તડકામાં સુકવી એકઠાં કરી રાખેછે. પછી તેને ખળીમાં નાખી, તેમાંથી દાણા કાહાડી લઈને બે ત્રણ દહાડા સુધી તડકામાં સુકવેછે. ગુજરાત, દક્ષિણ, સિંધ, કાબુલ અને અરબસ્થાન આ દેશોમાં ચણા ઘણા પાકેછે. પણ હિમાલય તરફ એનો પાક થતો નથી. સઉથી ઊંચા ચણા જંબુસરી, તેથી ઉતરતા જામનગરી, અને સૌથી હલકા ઘાટી કેહેવાયછે. કોકણમાં કોઈ કોઈ ઠેકાણે એનો પાક થાયછે; પણ તે થોડો છતાં દાણો ઘણો બારીક હોયછે. ચણા સારીપેઠે સુકવી પાલામાં તથા ખાણોમાં ભરી રાખેછે, તો ત્રણ ચાર વરસ સુધી સારા રેહેછે.

ચણા ઉત્તમ પ્રકારના પદાર્થો કરવામાં ઉપયોગી પડેછે; પણ ઘણો જુનો થયો એટલે તે ઢોરોના ખાધામાં આવેછે. આ ધાન્ય સુકાળની વખતે ઢોરોને ખવાડેછે, પણ ખરા

દુકાળના વખતમાં લોકો તેને ઘણી રૂચીથી ખાયછે, અને તેથી કરી તેઓનું રક્ષણ થાયછે.

જેમ ગહુંના ઘણાએક પદાર્થો કરેછે તેમજ ચણાના પણ કરેછે. ચણાની દાળ કરેછે, અને તેને દળીને તેનો લોટ કરેછે. એ લોટને "બેસન" કેહેછે. એના કળી, મોતીચૂર, પુરણપોલી, શેવ, ખાંડમી, બેસની લાડુ, મેહેસુર, મગજ, થાપડા અને ગાંઠીયા એવાં પકવાનો થાયછે. સેકેલા ચણા બજારમાં રોકડા ખાંડી વેચાયછે. મુસાફર તથા લશ્કરી લોકોને એનો ઘણો ખપ પડેછે. લશ્કરી લોકોને લઢાઈ ચાલતી હોય ત્યારે રાંધી ખાવાની ફુરસદ મળતી નથી ત્યારે તેઓ ચણા મમરા ફાકી કેટલાએક દિવસ સુધી રેહેછે.

ચણાની દાળ ભીંજવીને તેનું ખમીર બનાવેછે. તે ખમીર પાંઉ તથા રોટલી ફુલાવવાના કામમાં આવેછે; ચણાના ઓળા કરીને ખાયછે. દ્વિદલ ધાન્યમાંથી દાણો કાહાડી લીધા પછી ભુસું રેહેછે તેને ગોતર કેહેછે; તે ઢોરોને ખવડાવવાના કામમાં આવેછે. આ દાણાનો કાંઈજ ભાગ ફોકટ જતો નથી.

## બટાટા.

કંદમાં બટાટા શ્રેષ્ઠ ધારવાનું કારણ એટલુંજ છે કે, તેથી જેમ અનેક લોકોનું ગુજરાન થાયછે, તેમ બિજા કંદથકી થતું નથી. બાજું બટાટાના અનેક પદાર્થો થાયછે, તેમ બીજા કંદના થતા નથી. જેમ ગહુંના અનેક પદાર્થો તથા ઉપયોગ થાયછે, તેમજ બટાટાના

પણ થાયછે. યુરોપખંડમાં કેટલાએક લોક બટાટાને મુખ્ય અન્નને ઠેકાણે વાપરેછે. તે લોકો તેની રોટલી તથા બીજા પદાર્થો કરેછે, અને કપડામાં તેની ખળ ઘાલેછે. આયરલાંન્ડ દેશમાં બટાટામાંથી એક જાતનો દારૂ કાહાડતા હતા તે કામ હાલમાં સરકારે બંધ કીધુંછે.

નીલગીરી, સુરત, માહાબળેશ્વર, ખાનદેશ, અને પુના એ ઠેકાણે હાલમાં બટાટાનો પાક ઘણો થાયછે. બટાટા રોપવાને સારૂ છેક કાળી જમીન કામની નહીં. થોડીક લાલ તથા રેતીવાળી જમીન જોઈએ. બટાટાની રોપણી દીવાળી થયા પછી કારતગ મહીનામાં કરેછે. તે આ પ્રમાણે; બટાટા નાના હોય તો આખાજ અને જો મોટા હોય તો તેના કકડા કરીને રોપેછે. પણ એક બટાટાના ચાર કટકાથી વધારે કટકા કરતા નથી; અને પ્રત્યેક કકડામાં એક એક આંખ રાખેછે. પેહેલાંથી જમીન નરમ કરી તેના ક્યારા કરેછે, અને તેમાં એક એક બટાટો અથવા કકડો રોપેછે. ક્યારા ઘણા ઊંડા કરતા નથી. એક ક્યારામાં આસરે બે પૈસા ભાર રાખ તથા થોડી બારીક રેતી નાખેછે. બટાટા ક્યારામાં રોપ્યા પછી તેની ઉપર મટોડી ઢાંકેછે; અને પછી જેમ જેમ એનો રોપો વધતો જાયછે, તેમ તેમ એના મૂળમાં મટોડી મુકતા જાયછે. આસરે તે ક્યારો ચાર ઈંચ ઊંચો થાયછે ત્યાંસુધી મટોડી પુરેછે. બટાટાના રોપાને પાણી પાતી વેળાએ ક્યારા ઉપરથી પાણી જવા દેતા નથી. મૂળમાં જે મટોડીનો ઢગલો હોય તેની આસપાસ પાણી પોહોંચ્યું એટલે તે ઝાડને પોહોંચેછે. જેવી જમીન હોય, તે પ્રમાણે ચાર ચાર દિવસના

અંતરે તથા આઠ આઠ દિવસના અંતરે તેને પાણી શીંપેછે. એના ઝાડની આસપાસની જમીન માત્ર હમેશ ભીનાચલી રાખવી જોઇયે. ઝાડ ચીમળાઈ જવા લાગાં એટલે પાણી પાવાનું બંધ કરેછે; કારણ બટાટા પાકી તૈયાર થવા લાગ્યા એટલે ઝાડ મરવા માંડેછે. માટે તે વખત તેને પાણીની કાંઈ જરૂર નથી. એમ થયા બાદ તેને થોડા દહાડા પાણી પાયા વગર જમીનમાં રાખીને પછી કહાડી લેછે.

હાલમાં ઉંચી જાતના બટાટા માહાબળેશ્વરમાં પાકેછે. ત્યાં તેને ચીનાઈ લોકો રોપેછે. એ ચીનાઓ ઉદ્યોગી છે માટે તેઓને આ ઉદ્યોગ સારો મળ્યોછે. માહાબળેશ્વરના બટાટા સ્વાદમાં સારા અને મોટા હોયછે. કોઈ કોઈ વખત એક એક બટાટો એક એક શેરના વજનનો આવેછે. એ બટાટા ચઈતર વઈશાખમાં પાકીને તઈયાર થાએછે. નીળગીરીના બટાટા પણ સ્વાદને વિષે વખણાયલાછે. સુરતના બટાટા ઘણા મોટા થતા નથી. તોપણ તે સ્વાદમાં ઉત્કૃષ્ટ હોયછે. દર વરસે હજારો રૂપીઆનો વ્યાપાર બટાટાનો ચાલેછે.

પુના જીલ્લામાં તથા બીજી જગોએ જે બટાટા પાકેછે, તે સ્વાદમાં વખાણવા લાએક નથી. બટાટા હમણા બારેમાસ પાકેછે. બટાટા જાતે વાયડા છે ખરા, તોપણ તે પૌષ્ટિક છે. આ દેશમાં બટાટાનો પાક કરવા લાગ્યાથી ઘણા લોકો સુખી થયા, કેમકે ઈંગ્રેજ, પારશી, મુસલમાન તથા હિંદુ લોકો, એઓમાં જેમ ગહું, ચણા ખપેછે તેમ કંદમાં બટાટા ખપેછે. એ કંદને બી હોતું નથી;

તેને ફણગા ફુટીને વેલા થાયછે. તે વેલા તોડીને બિજે ઠેકાણે રોપ્યાથી તેની ઉત્પત્તી થાયછે.

---

## માણકી અને કાશી.

માણકીએ કાશીને કહ્યું, "વસ્તેવ પાસે આપણો મોતીઓ સુતેલો છે; ચાલ, આપણે જઇને તેને જગાડિયે, તે આપણી સાથે રમશે." કાશી બોલીઃ—"હા, હા, તારે ચાલો." એમ કહીને તે બંને જણીઓ ચુલા પાસે કુતરાને જગાડવા ગયાં.

ચુલા ઉપર એક દુધનું વાસણ મુકેલું હતું, તે વાસણ ક્યાં છે તેની તે છોકરીઓને ખબર ન હોતી. તે બંને જણીઓ કુતારા સાથે રમતાં હતાં, તેવામાં તેમની લાત તે વાસણને લાગી, તેથી વાસણ પડી ગયું, અને તે ભાગીને બધું દુધ ઢોળાઈ ગયું. તે નાની છોકરીઓએ પોતાથી જે થયું, તે જોયું, તેથી તેઓ ઘણાં દલગીર થયાં તથા બીધાં. માણકી પેહેલી બોલી ઉઠીઃ—"હવે આજ રાત્રે વાળું વખત આપણને કાંઈ દુધ મળશે નહીં," એવું બોલીને ડસ્કાં ખાવા લાગી. કાશી બોલી કેઃ—"વાળું માટે કાંઈજ દુધ હવે આપણને નહીં મળશે? શા માટે નહીં! શું ઘરમાં કાંઈજ દુધ નથી કે?" "છે તો ખરૂં પણ આપણને તેમાંથી કાંઈ મળનાર નથી. તને સાંભરતું નથી, કે ગયે સોમવારે જ્યારે આપણે દુધ ઢોળી નાખ્યું, ત્યારે મા બોલી, કે તમો ઘણાંજ બેફીકરાં છો, અને જો ફરીથી એવું કરશો તો હું તમને વાળું વખત દુધ આપનાર નથી."

કાશી બોલી:—"વારૂ ત્યારે આપણે તે વગર ચલાવીશું, એટલે થયું; હવેથી ઘણાં સંભાળીને ચાલીશું. ચાલો જઈને આપણે માજીને કહીએ. તને માલુમજ છે કે તેણીએ આપણને કહી મુકયુંછે, કે જ્યારે તમે હરકાંઈ જીનસ ભાંગો ત્યારે આવીને તુરત મને કેહેજો." માણકી બોલી "હું હવડાં આવુંછું. કાશી, એટલી બધી ઉતાવળ કેમ કરેછે? એક પળભર તારાથી શું થોભાતું નથી?" કાશીએ સબર કીધી; અને પછી કહ્યું, "માણકી ચાલ." પણ માણકીએ જવાબ દીધો કે:—"જરા વધારે થોભ; કેમકે તેની આગળ જવાને હજી મારી હિંમત ચાલતી નથી; મને બીક લાગેછે."

નાના છોકરાંઓ હું તમને શિખામણ દઊંછું, કે સાચું બોલવાને કદી બીતાં માં; કોઈવાર એક પળ થોભ, જરા વધારે થોભ, એ પ્રમાણે કેહેતાં ના; પણ તુરત જઈને જે કાંઈ તમે ખોટું કીધું હોય, તે નિર્ભય કેહેવું. જેમ જેમ તમો વધારે થોભશો તેમ તેમ તમો વધારે બીહીશો; અને આખરે તમને સાચું કેહેવાની બિલકુલ હિંમત રેહેશે નહીં. માણકીને શું થયું તે તમે સાંભળો. વધારે થોભ્યાથી, પોતાની મા આગળ જઈને "મારાથી દુધ ઢોળાયું છે," એટલું કેહેવાની તેને વત્તી આનાકાની થતી ગઈ અને આખરે કાશી એકલી પોતાની માને બોલવા ગઈ.

હવે કાશી ગઈ, તેથી માણેક પોતે એકલી ઓરડામાં રહી; અને જેટલી વારસુધી તે એકલી રહી, ત્યાં સુધી પોતાની મા આગળ કાંઈ પણ બાહાનું બતલાવવાને વિચાર કરતી હતી. તેણીએ પોતાના મનમાં વિચાર્યું, કે "જો હું અને કાશી માને

એમ કહીયે કે અમે કાંઈ વાસણ નાખી દીધું નથી, તો તે ખરૂં માનશે, અને અમને વળુને માટે દુધ મળશે. જો કાશી તેને એ વાત કેહેશે, તો હું દલગીર થઇશ." એ પ્રમાણે તે મનસુબો કરતી હતી, એટલામાં તેણે પોતાની માને દાદર ઉપરથી ઉતારતાં સાંભળી. તેણીએ પોતાના મનમાં કહ્યું, "ઓહો, કાશી તો કાંઈ તેને મળી નથી તેથી તેને કહ્યું પણ નહીં હશે; માટે મારી નજરમાં આવશે તેમ હું તેને કહીશ." પછી એ બીકણ છોકરીએ પોતાની માને જુઠું કેહેવાનો ઠરાવ કીધો.

તેની મા ઓરડામાં આવી; અને જ્યારે તેણીએ ફુટેલું વાસણ અને ઢોળાએલું દુધ જોયું, ત્યારે તે દુર ઉભી રહીને બોલી:— "વાહવાઃ! અંહી કેવી રચના બની રહીછે. કેમ માણેક, આ કોણે કીધું"? માણેક ઘણીજ હળવે રહી બોલી:—"માજી મને કાંઈ માલુમ નથી." અરે શું એ તને માલુમ નથી? મને સાચું કેહે હું તારા ઉપર ગુસ્સે નહીં થઈશ. કદી તું મારાં સઘળાં વાસણ ભાગી નાખીશ તો કાંઈ ચિંતા નહીં; પણ તું જુઠું ન બોલીશ. માણેક, હું તને પુછુછું, બોલ, "આ વાસણ કોણે ભાગ્યું?" માણેક બોલી:— "ના, મા, મેં તે ભાગ્યું નથી." એમ બોલ્યા પછી તેણીનું મોહો લાલ અનોઠી જેવું થઈ ગયું. "વારૂ કાશી કાંહાં છે? તેણીએ ભાગ્યું?" માણેકને આશા હતી કે જ્યારે કાશી આવશે ત્યારે હું તેને ના કેહેવાને શિખવીશ; એવું ધારીને તે બોલી, "મા, તેણીએ કાંઈ નથી ભાગ્યું." તેની મા બોલી, તેં કેમ જાણ્યું કે તેણે નથી ભાગ્યું. જુઠાંઓ બહાના બતલાવવાને જેમ અચકતાં અચકતાં બોલેછે, તેમ માણેક બોલી,—"છેતે-

છેતે-છેતે-મા ઓરડામાં હું આખો દિવસ હતી; અને કાશીને તે ફોડતાં મેં દીઠી નથી." "ત્યારે વાસણ કેમ ફુટી જઈને દુધ ઢોળાયું? જ્યારે તું સઘળો વખત અંદર હતી, ત્યારે વાસણ કોણે ભાગ્યું તે તને માલુમ પડવું જોઈયે." પછી માણેક જુઠાં ઉપર જુઠું બનાવીને બોલી, "હું ધારૂં-છું કે કુતરાએ તેમ કીધું હશે." "તેં કુતરાને તેમ કરતાં દીઠું છે?" એ વાત એ દુષ્ટ છોકરીએ હા કહી. બુમ પાડતી પાછળ ફરીને તેની મા બોલી, "મોતીઆ, મોતીઆ; છી; છી; મોતીઆ! માણેક, વાડીમાંથી એક સોટી લાવ. મોતીઆને મારવો જોઈયે." માણેક સોટી લેવાને વાડીમાં દોડતી ગઈ; ત્યાં તેની બેન મળી; તેણીએ તેને ઉભી રાખીને પોતે જે પોતાની માને કહ્યું હતું, તે તેને ઉતાવળથી કહ્યું, તથા સાચું ન બોલવાને તેના કાલાવાલા કીધા, અને પોતાની માફક તેને કેહેવાને કહ્યું. કાશી બોલી, "ના હું તો જુઠું બોલનાર નહીં; ઠીક, શું મોતીઓ માર ખાય? તેણે કાંઈ દુધ ઢોળ્યું નથી, માટે તેને માર પડે તે દુરસ્ત નહીં. મને મારી મા પાસે જવા દે." તેઓ બંને જણા ઘરભણી દોડયાં; માણેક આગળ ગઈ, અને કાશી અંદર ન આવે માટે બારણાની કળ ફેરવી. તેણીએ તે સોટી પોતાની માને આપી. બિચારા ગરીબ મોતીઆ ઉપર સોટી ઊચકી, એટલે તુરત તેણે ઊંચુ જોયું; પણ તે બિચારાને વાચા નહીં, કે સાચું હોય તે કહી દે. તેને જેવા સોટીઓ પડતી હતી, એટલામાં બારી આગળ કાશીનો સાદ સંભળાયો. જેમ તાણીને તેનાથી બોલાયું તેમ બોલીને તેણે બુમો પાડી; "મારી વહાલી

મા, ઉભી રેહે; મોતીએ કાંઈ તે કીધું નથી; મેં અને માણેકે કીધું છે, પણ માણકને મારવા ના." "બારણું ઉઘાડો, બારણું ઉઘાડો;" એવો એક બિજો સાદ નિકળ્યો, અને માણેકે જાણ્યું કે આ મારા બાપનો સાદ છે; કેમકે તે જ્યારે જુઠું બોલતી તારે હમેશાં તેનો બાપ તેને ચાબુકનો માર મારતો. તેની માએ દરવાજા આગળ જઈને કળ ઉઘાડી. તેનો બાપ અંદર આવતાંજ બુમો પાડી ઉઠ્યો કે આ છે શું? ત્યારે જે બન્યું હતું તે સઘળું તેની માએ તેના બાપને કહ્યું. બાપ બોલ્યો "મોતીઆને મારતાં હતાં તે સોટી ક્યાં છે?" માણેકે જોયું કે મારો બાપ મને મારવા આવેછે; તેથી પોતાના બાપને પગે લાગી, અને બોલી કેઃ—"આ વખત મને માફ કરો; હવે કદી હું જુઠું બોલનાર નહીં." પણ તેના બાપે તેનો હાથ ઝાલ્યો, અને કહ્યું, "હવડાં હું તને મારૂંછું, એટલે મને લાગેછે કે ફરીથી તું તેમ ન કરશે." પછી સર્વ પડોશીઓ સાંભળે એવી વેદનાએ તે મોટેથી બુમો પાડવા લાગી, ત્યાં લગી તેના બાપે તેને મારી. મારી રહ્યા પછી બાપ બોલ્યો, હવે તો તું વાળું કીધા વીના રેહે; તને આજ રાત્રે દુધ મળનાર નહીં, અને તને શિક્ષા પણ થઈ. "જુવો જુઠાંઓની કેવી સેવા થાય છે." પછી તે કાશી તરફ જોઈને કેહેવા લાગ્યો, આવ તું મને ભેટ; તુને વાળું વખત દુધ તો મળશે નહીં, પણ તેની કાંઈ ફીકર નહીં, તું સાચું બોલીછે, તુને કાંઈ શિક્ષા થઈ નથી, અને સર્વ લોક તારી ઉપર ખુસી છે. તારે માટે હવે હું શું કરીશ તે હું તુને કહુંછું. નાનો મોતીઓ હું તારોજ કરીને તને આપુંછું, તેં

એને મારથી ઉગાર્યો, તેથી મારી ખાતરનિશાં છે કે તારા જેવી છોડી એને દુરસ્ત પડશે. કાલે હું કંસારાને ત્યાં જઈને એક નવો પટો કરાવીશ; તારે નામે હવેથી એને કાશી કહીને બોલાવીશ; અને હે સ્ત્રી, જ્યારે પડોશીના હરકોઈ છોકરાંઓ પુછે કે એનું નામ કાશી શા માટે પાડયુંછે, ત્યારે તેમને આપણી બેઉ છોકરીઓની વાત કેહેજે કે તેથી તેમને જુઠાં અને સાચાં છોકરાંઓ વચ્ચે તફાવત માલુમ પડે.

---

## જુદી જુદી જાતના લોકોની ભોજન ક્રિયા.

આપણે જાણીએછે કે દુનિયાની સપાટી ઉપર જુદી જુદી કોમો હોયછે. તેઓની ચાલચલણ તથા રીતભાત તથા ઘર સંસારી બાબદમાં તેઓના દેશ પ્રમાણે ફેરફાર હોયછે; જેમકે કપડાં પેહેરવામાં, ભોજન ક્રિયામાં, લગનની રૂઢીઓમાં, અને બોલચાલ વગેરેમાં. આપણા દેશમાં, યુરોપખંડના દેશોમાં, અને ચીન દેશમાં ભોજનની રીતીઓ જુદી જુદી હોય છે. આપણા દેશના લોકો પોતાનું ખાવાનું હાથ વતી ખાયછે. યુરોપખંડના રેહેવાસીઓ ખુરસી ઉપર બેસી પોતાનું ભોજન મેજ ઉપર રાખીને ચમચા, કાંટા, અને છરી વતી ખાયછે, અને ચીનાઓ બે લાંબી અને પાતળી સોટીઓ વતી ખાયછે.

આપણાં દેશના ઘણાખરા રેહેવાસીઓ ભોંય ઉપર બેસીને ખાયછે, અને ચીનાઓ પોતાનું ખાણું ટેબલ ઉપર મેલીને રકાબીઓમાં ખાયછે. યુરોપિયનો પોતાનો ખોરાક ઘણું-કરીને બાફીને ખાયછે, પણ આપણા લોકો ખાણામાં

ઘી તથા મસાલો નાખી પકાવીને ખાયછે. આપણા લોકોને છરી, કાંટા, ચમચાની ગરજ પડતી નથી, પણ ઈંગ્રેજ લોકોને તેની જરૂર પડેછે. પારસી લોકો ખાધા પીધામાં ત્રાંબાના વાસણ, ચીનાઈ રકાબી તથા પ્યાલાં, ગલાસ વગરેનોજ ઉપયોગ કરેછે. ઈંગ્રેજ તથા ચીનાઓ ખાણું ખાધા પછી મેવા તથા મિઠાઈનો સ્વાદ લેછે. તેજ પ્રમાણે હાલ આપણા ઘણાક પારસીઓ પણ કરેછે. વળી ચીનાઓ તો મેવો ખાધા પછી ચાહા પણ પીએછે. એ ચાહા આપણા લોકોની માફક મિઠી કરીને પીતા નથી, પણ પ્યાલાંઓમાં થોડાં ચાહાનાં પાંદડાં નાખી તે ઉપર ઢાકણ ઢાંકી પીનાર ધણીની આગળ લાવી મેલેછે. તેના ઉપર ગરમ પાણી રેડી તેનો કાહાવો બનાવીને પીએછે. જોકે એ ચાહાનું પાણી મિઠું નથી, તોપણ તેની ખુશબો બહુ સારી આવેછે.

આપણા દેશીઓ ખાતી વેળા બહુ ઉતાવળ કરેછે, અને જાણે ધાડ પડી હોય તેમ એક ઉપર એક બુક ઝપાઝપ મોહોડામાં નાખેછે. એથી કેટલીક વખત તે ખાવાનું આપણને બરોબર પચતું નથી. જ્યાંસુધી આપણા મોહોડાની લબ ખોરાક સાથે પુરી મળે નહીં ત્યાંસુધી તે ખોરાક બરોબર પચતો નથી, માટે ધીરજથી ખાવું ઘણું સારૂં છે.

## પક્ષીઓના શરીરની રચના વિશે.

પરમેશ્વર પ્રાણી માત્રને ઉત્પન્ન કરેછે. "તેમાં તેમનું અપાર ડાહાપણ માલમ પડેછે," એનો અચરત જેવો દા-

એવી પક્ષિયોના શરીરની રચના છે. આસમાનમાં પક્ષિ-યોથી સેહેજ તરી શકાય એવાં હલકાં તેમનાં શરીર બનાવ્યાંછે. તેમનાં જે મોટાં હાડકાં છે, તે પોલાં હોય છે, એણે કરીને ઘણો ભાર ન લાગતાં તેઓને જોઇએ એટલી મજબુતી થાયછે. હાડકાંને મજબુતી આપવા સારૂ પ-ક્ષિઓના આકારની લંબાઈ પોહોળાઈ પ્રમાણે કંઇક જાડાઇ જોઈએ; પણ પોલું હાડકું અને તેટલાજ આકારનું નક્કર હાડકું, બેઉ ટકાવમાં તો બરોબરજ હોયછે, એવું જોવામાં આવ્યુંછે; માટે હાડકાનું પોલાણપણું તેઓને કમજોર ન પાડતાં નક્કર હાડકાં કરતાં તેઓમાં હલકાપણું આણેછે. વળી પક્ષિયોના આંતરડાં એવાં કરેલાં કે તેઓમાં વચ્ચે વચ્ચે પોલાણ મુકેલીછે. એવું કે કોથળીની પેઠે તેને ફુકારીને ફુલાવી શકાયછે. એ પોલાણના ઉપયોગ વિશે એ રીતે કલ્પના થાયછે કે, તેણે કરીને પક્ષીઓને અંતરીક્ષે તરવાની શક્તિ વત્તી આપેછે, અને તેમના ઉડવાનો જ્યારે ઝપાટો હોયછે ત્યારે તેમને દમ લેવાની સારી વગ તેનાથી પડેછે.

પક્ષિયોની આકૃતિ તેઓની વૃત્તિસ્થિતીને માફક આવે તેવી ઘણી સુંદર છે. તેઓનું માથું નાનું તથા ગોળ મટોળ હોઈને તેને આગલે પાસે તીણી ચાંચ હોય છે; ગળું ખાંધ-લગી જરા જરા જાડું થતું જાયછે; છાતી આગળથી ફુલેલી હોયછે; ધડ લાબું હોઇને પૂછડા ભણી સાંકડું થતું જાયછે; એવી પક્ષિયોને જે આકૃતિ હોય છે તેજ તેમને આકાશ ભેદી જવાને તેને ઘણી ઉપયોગી છે. પક્ષી ઉડવા માંડેછે ત્યારે તેના અવયવોની જે માંડણી થાય છે, એટલે તેના દેહનો આગલો ભાગ તીનો અને આસમાનને ભેદ

એવો, તેના પગ પૂટ પાછળ લંબાવેલા અથવા પેટ નીચે ટુંટિયાં વાળેલા, પુછડી અને પાંખ આકાશ ઉપર તરતી રેહે એવી પસારેલી, અને બાકીનું બધું ધડ હલકું તથા તરવા જોગ, જલદી ઉડતાં જવાને એ કરતાં વધારે સારી માંડણી થવાની નહીં.

પક્ષિયોની પાંખોની રચના એવી છે કે, હલકાપણું અને મજબુતી આ બેહુ ગુણ તેનામાં હોયછે. મૂળને ઠામે જ્યાં મજબુતી વધારે જોઈએ ત્યાં પીછાં જાડાં હોયછે, તોપણ સીસોલીઆં જેવી પોલી અને હલકી નળીઓના હોયછે. તે પીછાં મૂળમાંથી અણી તરફ પાતળાં પાતળાં થતાં જાયછે, અને બીજે છેડે જ્યાં મજબુતી નથી જોઈતી ત્યાં તો છેકજ સોએની અણી જેવાં થઈ જાયછે; એ રીતે જેણે કરીને પક્ષિયોને અમથો ભાર માત્ર થાયછે, અને જેનો ઉપયોગ કાંઈ નહીં એવી સઘળી વાતોનું નિવારણ થયલુંછે. પક્ષિયો પાંખ ઝપાટાથી તથા જોરથી હલાવી શકે, માટે છાતીની બેઉ બાજુએ ઘણા મજબુત સ્નાયુ કરેલાછે, તે એટલા નાના સરખા જીવને એવા મજબુત સ્નાયુ આપેલાછે, કે રાજહંસે પોતાની પાંખના ઝપાટાથી માણસનો પગ ભાગ્યો એટલા સુધી થયલુંછે. એ સ્નાયુની મજબુતી ઉપરથી પાંખો હમેશાં હાલતી હોય, તોપણ વગર થાકે ઘણી વાર સુધી પક્ષી આસ્માનમાં ઉડયા કરેછે.

. પક્ષીયોના પીછાં વરસાદથી ચોળાઇને બગડી જવા જેવાં થાયછે; પણ તેમ ન થવા દેવા માટે પરમેશ્વરે એક ચમત્કારિક યુક્તિ કરીછે, તે એવી કે, ઘણાં ખરાં પંક્ષિયોને તેમની પુછડિયો કને પીછાની એક ઝુડી નીચે તેમની

એક કોથળી કરી મુકેલી હોયછે. તે થેલી પોતાની ચાંચ વડે દાબીને તેમાંનું તેલ પક્ષિ કાઢેછે. એ તેલથી પોતાના પીછાંને ઠીકઠાક ચોપડ કરેછે. એ તેલથી તે પીછાં સદા સારાં રેહેછે, અને તેમના ઉપર જે કાંઈ પાણી પડેછે તે ખંખેરી નાખવા જેવાં હોયછે. પક્ષિ તરફ જોઈએ ત્યારે તેઓ પોતાની ચાંચ પોતીકી પાંખોમાં વારે વારે ફેરવ્યા કરેછે, એમ દેખાયછે. એ જ્યારે તેઓ કરેછે ત્યારે, ઈશ્વરે જે તેલ એજ કામને સારૂ તેમને આપ્યુંછે તે વડે તેઓ પોતાના પીછાં ઠીક કરીને સમારી રાખેછે, એમ જાણવું. કુકડી વગેરે જે પક્ષિયોને આસરો સેહેજ મળેછે, અને જેને ઉડવાનું ક્વચિત કારણ પડેછે, તેઓમાં એ તેલ નથી હોતું, અને હોય તોપણ થોડુંજ હોયછે; તેથી તેઓ વરસાદની ઝડીમાં ઝપટાયછે ત્યારે છેક ભીંજાઈને ઉદાસ જેવાં દેખાયછે.

જે એવી અવયવ રચનાના ગુણ ઉપર વર્ણવ્યા છે, તે ઘણુંકરીને સઘળાં પક્ષિયોને સાધારણ હોયછે; એ વગર પોત પોતાની સ્થિતીને યોગ્ય એવા હરેક જાતીને કંઈ વિશેષ હોયછે. એના દાખલા—બતકોને અને બીજી જાતના જળ કુકડાંને સિના ઉપર અને પેટ ઉપર સજ્જડ રૂઆંટી હોયછે, એટલા સારૂ કે નિરંતર પાણીમાં રેહેવાથી તે અવયવોને નુકસાન થાય નહીં. તેને પાણીમાં તરતાં સારી પેઠે વગ પડે તેમાટે તેના પગના આંગળાંની વચ્ચે ચામડું સાંધેલું હોયછે. બગલા ઈત્યાદિ બીજા પક્ષિયોને તળાવમાં તથાં જે જમીન ઉપર પાણી ભરાઈ રેહેછે, તેમાં ચાલવા સારૂ લાંબા લાંબા પગ હોયછે, અને પોતાનો ખોરાક વીણ્યા

ધેવા સારૂ તેવીજ લાંબી ડાક હોયછે. રાજહંસ વગેરે કેટલા- એક પક્ષિ હોયછે તેમને પાણી ઉપર સેહેલથી તરી શકાય એટલા માટે તેમના પગ ટુંકડા અને પગના આંગળાં ચામડાવતે સાંધેલાં હોયછે. તોપણ પાણીમાંથી પોતાનું ભક્ષ વીણી લેવા સારૂ તેમને લાંબી ડાક હોયછે. લકડ- તોડ, સડી ગયેલાં લાકડાં માહેથી કીડા ખાનારૂં પક્ષિ છે. તેનાથી ઝાડ ઉપર ચાલી શકાય તથા ઝાડનું થડ ઝાલી રેહેવાય તેટલા માટે તેના પગ ટુંકડા અને જબરા કરેલા હોયછે, તથા એકેક પગને બે આગળથી તથા બે પાછળથી એ રીતે ચાર ચાર આંગળાં કરેલાં હોયછે. લાકડાંને ખોતરવા સારૂ તેને તીણી અણીદાર ચાંચ હોયછે, અને તેનો ખોરાક જે કીડા તેઓને પકડવા સારૂ, તે પોતાની લાંબી જીભ બહાર કાહાડી શકેછે. તે જીભનો છેડો હાડકાં જેવો કઠણ હોઇને અણીઆળો હોયછે. તથા તેને ગળના આંકડા જેવો એક આંકડો હોયછે. "સ્વાલો" નામના જે પક્ષિઓ છે, તેમના શરીરનો એવો ઘાટ છે કે, તેઓને આકાશમાં ઘણી ઉતાવળથી ઉડી જતાં આવડેછે; તથા ઉડતાં ઉડતાં વળી જઇને દિશા ફેર ઝટપટ કરી શકેછે. એણે કરીને અને તેઓનું મોહોડું પોહોળું છે તેને લીધે તેઓનું મુખ્ય ભક્ષ, જે આકાશમાં ઊડનારાં જીવડાં, તે તેઓને સેહેજ પકડતાં આવડેછે. પેલિકેન, માછલાં ખાનારાઓની જાતનું પક્ષીછે. તેની ચાંચના નીચલા ભાગમાં એક મોટી કોથળી અથવા જાળ હોયછે; તેના યોગથી પોતાના ગુજરાનને અર્થે સારી પેઠે જોઇએ એટલાં માછલાં તે પકડી શકેછે.

પ્રાણી માત્રને પોતાના રક્ષણના સાધનો તથા પેટ ભરવાના ઉપાયો પરમેશ્વર મોટી તત્પરતાથી કરી આપેછે, એ ઉપરના આ દાખલા ઉપરથી માલમ પડછે. એવા જે મોટા વિશ્વંભર ઉદારતાથી પક્ષિયોની સંભાળ લેછે, તેના આસરો આપણને પણ છે, એવો વિચાર કીધાથી કેટલો આનંદ થાયછે.

## પક્ષિયોના માળા.

ગોલ્ડફિંચ નામે પક્ષીના માળાની, અથવા ચાફિંચ નામે પક્ષીના માળાની રચનાનો કેવો ચમત્કારછે! એ માળાની માહેની બાજુ સુતર તથા રેશમના બારીક દોરાથી મઢેલી હોયછે; તેમાં બિજો કશો પદાર્થ નથી, તોપણ તેની જે મજા જણાયછે તે જોઇએ તેવી જણાતી નથી. જે ઝાડની ઉપર માળો બાંધવાનો હોય, તે ઝાડના જેવા રંગ હોય તેવાજ રંગની સેવાલ તે પંખી લાવેછે; એ ઉપરથી સાબિત થાયછે કે, પોતાનો માળો કોઇથી ઓળખાય નહીં એવી તે પક્ષિયોના મનની ધારણા હશે ખરી.

કેટલાએક માળામાં નિમાળા, ઘેટાનું ઉન, તથા તણખલાની ગુથણ ચમત્કારિક રીતે ગુંથેછે. કેટલાએક માળા સણના, અથવા ઉનના, અથવા નિમાળાના અથવા ઘણું કરીને કરોળિયાની જાળના રેસા કાઢીને તે રેસાવડે ચારે તરફથી તે પક્ષિયો બાંધી નાખેછે.

બ્લાક્બર્ડ અને લાપ્વિંગની અને બીજાં કેટલાંએક પક્ષીઓની એવી ચાલછે કે, માળા બાંધ્યા પછી તે સબ્જડ

બેસાડવાસારૂ માંહેથી સંદલાવડ લીપેછે; પછી હુંફ આવ-વાસારૂ માળો લીલો હોય ત્યાંસુધી સંદલા ઉપર પેટાનું ઉન, અથવા સેવાલ ચોંટાડેછે.

સ્વાલો કરીને પક્ષિ છે તેના માળાની રચના બિજા પક્ષિયોના માળાની રચનાથી જુદીજ તરેહની છે; તે પક્ષિ-યોને લાકડું ન જોઈએ, ઘાસ ન જોઈએ, અને દોરા પણ ન જોઈએ. તે પક્ષિ એક પ્રકારનો કોલ તૈયાર કરીને ફક્ટ તેનીજ વડે પોતાને માટે તથા પોતાનાં કચ્ચાં બચ્ચાંને માટે સુંદર તથા સુખદાયક, અને નિર્ભય જેવું ઘર બનાવેછે. ઘર બાંધવાને કોલ કરવાસારૂ તે પોતાની છાતી પાણીમાં ડુબાવીને તે ભીંજાયલાં પીછાં ધૂળ ઉપર ઝટકે છે. પણ સર્વથી અદ્ભૂત લાગવા જેવા હિંદુસ્તાંનમાં કેટલાંએક પક્ષિયોના માળા છે; જે પક્ષિયો પોતાને બિજાં જનાવરોનો અથવા કીડાઓનો ઉપદ્રવ ન થાય માટે ઝાડની ડાળી જોડે મોટી ચતુરાઈથી તે લટકતા રાખેછે.

ઘણું કરીને પક્ષિયોની હરએક જાતના માળાની બના-વટ જુદી જુદી હોયછે. બધાંઓમાં એટલી વાત ખરી છે કે, જે રીતે પોતાના ભયનો બચાવ ઉત્તમ પ્રકારે થાય, અને બચ્ચાં કચ્ચાં થાય અને તેઓ સુખી રેહે તે રીતે સઘળાં પક્ષિયો પોતપોતાના માંળા બાંધેછે.

પોતપોતીકા માળાઓની રચના કરવાસારૂ એ પ્રમાણે ઈશ્વરે પક્ષિયોને આશ્ચર્યકારક સ્વભાવિક જ્ઞાન આપ્યુંછે. શી તેમની કુશળતા! શી તેમની ચતુરાઈ! કેવું ઉજ-માળાપણું! કેવી ધીરજ! અને પક્ષિયો પોતાના જે સઘળાં કામો કરેછે, તે અમસ્તાં કરતાં નથી; કંઈ પણ મતલબ

ધારીને કામ કરછે. જુવો પક્ષિયો પોતાના માળા બનાવેછે, તે પોલા અને ઘણું કરીને ગોળ મટોળ બનાવેછે; એટલા માટે કે માળામાં હુંફ ઘણી અને ઘણા દહાડા રેહે. વળી માળાની માંહે નરમ પદાર્થ ઘાલેછે, એટલા માટે કે બચ્ચાંને સારૂ નરમ અને હુંફાળી જગા રેહે.

વરસાદ નહીં લાગે, અને બિજા પ્રાણીનો ઉપદ્રવ નહીં નડે, એવાં નિર્ભય ઠેકાણામાં પોતાનો માળો કરવાનું જ્ઞાન પક્ષિયોને ક્યાંથી આવ્યું? ઈંડાં મેલવાં જોઇયે, અને તે ઈંડાં ભોય ઉપર ન પડે, તથા તેમને ટાઢ ન વાય, માટે માળા બાંધવાનું કાંમ તેમને કોણે શીખવ્યું! માળો ઘણો મોટો બાંધે તો ઈંડાંની આસપાસ જેટલી હુંફ જોઇયે તેટલી અંદર રેહે નહીં, અને નાનો કરે તો ઈંડાંને જેટલી જગા જોઇયે તેટલી રેહે નહીં, તેથી વેતરણ પ્રમાણે માળો કરવાનું તેને શી રીતે જણાયું? માળો કરતી વખત બચ્ચાં નથી હોતાં; અને ઈંડાં પણ નથી હોતાં; તોપણ જેટલાં ઈંડાં થવાના હોય તેટલાંની વેતરણ પ્રમાણે તેઓ પોતાના માળા બાંધેછે, ત્યારે એનું પ્રમાણ શા વડે જાણેછે? માળા તૈયાર થયા વગર પક્ષિયો ઈંડાં મુકે, એ વાત કોઈ દહાડો પણ બનવાની નહીં; તો માળા કેવારે તૈઆર જોઈએ, એવો બારીક હીસાબ તેમને કોણ શીખવતું હશે? એ બધી વાતોમાં ઈશ્વરનું સામર્થ્ય, ચતુરાઈ, અને કૃપા જોઇને તેનું સ્તવન આપણે કરવું જોઈએ.

# મીઠાના અગર.

મીઠું માણસ જાતને સુખ અને તંદુરસ્તી આપનારી અગત્યની વસ્તુ છે. એનો ખપ પણ બહુ છે. ગરીબ અથવા તવંગર સઘળાઓને તેનો ખપ પડેછે, તેથી મોટા દયાળુ ઈશ્વરે જગતમાં તેને બહુ પેદા કર્યુંછે અને જગોજગોએ તે મળી શકે એવું કીધુંછે. મીઠું દરિયામાંથી તથા માહા-સાગર માહેથી મળેછે, કે જે તેની મોટી વખારો છે. પણ જે મુલક દરિયાથી દુર છે, ત્યાંના લોકોને આ વસ્તુ મેળવવાને બહુ અઘરૂં ન પડે માટે કોઈ કોઈ ઠેકાણે મીઠાની ખાણો પણ હોયછે. દેશ દેશની હવા પ્રમાણે મીઠું પકવ-વાની રીતીઓ જુદી જુદી છે. ગરમ દેશોમાં દરિયા કીનારા ઉપર મોટા મોટા ક્યારાઓ કરેછે, તેમાં દરિયાનું પાણી લેછે, અને તેને કેટલાક દિવસ સુધી તડકે રેહેવા દેછે, કે તેથી સુકાઈને તેનું મીઠું બનેછે. આ વસ્તુ સર્વ કરતાં સરસ ગણાયછે. મીઠાના ક્યારાઓને મીઠાના અગર કરીને કેહેછે. એવા અગરો મુંબઈમાં તથા છાશી પ્રગણામાં ઘણા જોવામાં આવેછે. થંડા દેશોમાં મીઠાના અગરોમાં દરિયાનું પાણી થોડા દિવસ સુકવીને તેને મોટા વાસણોમાં ભરીને ચાર અથવા પાંચ કલાક સુધી ઉકાળેછે. તે ઉકાળતી વેળા તે માંહેનો મેલ અથવા કચરો કાહાડી નાખવા કાંઈક મેળવણી તેમાં કરેછે, કે જેથી મીઠાના સુંદર ગાંગડાઓ થાયછે. સઘળું પાણી બળી રહે કે વળી બીજું તેજ વાસણમાં નાખેછે અને ફરીથી ઉકાળેછે. એ પ્રમાણે ચાર પાંચ વેળા કરેછે. કોઈ કોઈ દેશમાં તો મીઠાને ઠેકાણે સિંધવ વાપરેછે.

યુરોપખંડમાં પોલાંડ નામે દેશ છે, ત્યાં તથા આપણા દેશના કેટલાક પ્રાંતમાંથી એ સિંધવ મળી આવેછે; એની ખાણો ઘણી મોટી હોયછે. એમાં ઉતરવાને કુવા જેવા મોટા ખાડાઓ કીધેલા હોયછે; તેમાં ઉતરવું હોય તો એક મોટા ટોપલામાં બેશીને ઉતરવું પડેછે. આ ખાણને છેક હેઠલથી સુરંગ મેલીને ઉરાડેછે તેથી ખાણોનાં મોટાં ચોરસાં છુટાં પડેછે, તેને પાણીમાં પીગળાવી સાફ કરીને પછી મીઠાને ઠેકાણે લોકો વાપરેછે.

મીઠું બે ચીજનું બનેછે. "સોડીયમ" અને "ક્લોરાઇન." આ બેઉ ચીજ જુદી હોયછે ત્યારે તે ઝેર છે, પણ એક મુકરર પ્રમાણમાં તેઓને મિશ્ર કરીયે તો તે મીઠાં જેવી અગત્યની અને ઉપયોગી ચીજ બનેછે. મીઠું લોહીને સુધારેછે તથા હરેક પ્રાણીને તથા ઝાડ પાનની વસ્તુઓને કોહોવાથી અટકાવ કરેછે.

## જીભ વશ રાખવી.

જીભ હાડકાં વનાની છે, તેથી એ નરમ છે, એમ છતાં પણ એ કોઈ સમયે કઠોર થાયછે, એ કેવી અઘટિત વાત છે વારૂ? જુઓ કે જીભ પોતાની કને થઇને કોઈ કડવા પદાર્થને પેટમાં જવા દેતી નથી. મિઠી અને સારી વસ્તુજ એને ઘણી ભાવેછે. હવે એવું છતાં એને બીજાને કડવું વચન કેહેવું અથવા જે નઠારૂં તે મોઢા બાહાર કાહાડવું એ શું વાજબી છે? આહા! આહા! એ કેવું વિપરીત છે? સારૂં બોલવાની શક્તિ એમાં છે, તે છતાં એને નઠારૂં બોલવું સારૂં લાગેછે!

સારૂં બોલવામાં ખરાં બોલવા કરતાં કાંઈ વત્તો ખર્ચ છે એમ કહીએ તેમ પણ નથી.

જીભનું સારાપણું તથા નઠારાપણું શું કહીએ? એ જો વશ રેહે તો સઘળા લોકોને તાબે કરે; અને જો વશ ન રેહે તો નિષ્કપટ અથવા ભલો એવો જે આપણો મિત્ર હોય, તોપણ તેના અંતઃકરણમાં દ્વેષ ઉત્પન કરશે. કોઈ વખતે એ ડાહાપણે કરીને આપણો પ્રાંણ બચાવેછે. કોઈ વખતે એ અન્યાય કરીને આપણો ઘાત કરેછે. કોઈ સમએ એ મોટો તંટો સળગાવેછે. કોઈ વળાએ હોલવેછે. એજ કોઇને વખાણશે અથવા વખોડશે. એજ મિત્રાઈ જોડાવશે અથવા તોડાવશે. એજ પ્રીતિ વધારશે, અથવા દ્વેષ ઉત્પન કરશે. એ છાની ન રહીને આપણું અનહિત કરશે. કોઈ વખત મનમાંની ગુપ્ત વાત ઝટ લઇને પ્રગટ કરશે. કોઇ સમએ પોતાને મોટાઈ મેળવવા સારૂ ભલા સાથે બીગાડ કરીને પોતે નિંદાનું પાત્ર થશે. કોઈ અવસરે ખરૂં સ્થાપન કરવાની પુઠે લાગીને આપણી મોટાઇને બટ્ટો લગાડશે, અને તે ખરા વિશે લોકોના મનમાં ખોટા સંશય ઉત્પન્ન કરશે. જેમ બાંધણના ઉપર બાંધણ આમળ્યાથી તળેનું બાંધણ ઢીલું થાયછે તેથી તેનું જોર જેમ નરમ પડેછે, તેમ જે ખરૂં છે તેને વત્તું વત્તું સાબેત કરવા જાય તો તે ખરાપણા વિશે સંશય ઊત્પન્ન થાયછે. કોઈ વખત એ જીભ પોતાના મિત્રની છાની વાત તેના શત્રુને જણાવીને તે શત્રુની કૃપા મેળવવા જાયછે, તો આ ઠેકાણે મિત્ર વિશે ઠગાઈ તથા કપટ કરવું તેણે કરીને અન્યાયી થાયછે.

ઉપર જે વર્ણન કર્યું તેનો સારાંશ એ છે જે આપણે

જેટલું સાંભળીએછીએ તેટલું કેહેવાનું, અથવા જેટલું જોઇયેછીએ તેટલું સઘળું ખુલ્લું કરવાનું પ્રયોજન નથી. જેટલું સારૂં અને ઉપયોગી તેટલુંજ બોલવું. ઘણું બોલ્યાથી ફાયદો નથી, માટે જેમ ખાવામાં તેમજ બોલવામાં પણ મર્યાદા હોય તો આપણને હાણી ન થાય. જેનાથી પોતાની જીભ વશ રખાતી નથી, તે કદી પણ સુખી થવાનો નહીં. જે માણસ પોતાના બોલવાથી કોઇને દુખવતો નથી, તેને મોટો કેહેવો. જેણે જીભ વશ કરી તે પોતાની સઘળી ચાલ વશ રાખશે. જુવો કે આપણે ઘોડાના મોઢામાં લગામ ઘાલીએછીએ તેણે કરીને તે આપણે આધિન રેહેછે. પછી તેનું શરીર આપણે ગમે તેમ ફેરવીએછીએ. તેમજ વાહાણ આટલું મોટું છતાં તથા તેને અતિશય વા લાગતાં નાના સરખા સુકાન વડે વાહાણપરનો સુકાંની જેણીતરફ વાળેછે તેણીમેર તે વળેછે. એ પ્રમાણે જીભ પણ નાની સરખી ઇંદ્રિ છે, પણ મોટ મોટી વાતો કરવાને સમર્થવાન છે, માટે તેને વશ રાખવી જોઇયે. જુઓ કે અગ્નિની ચિંગારી પ્રથમ જરીક સરખી દેખાયછે, પણ તેજ અગ્નિ જો કોપે તો મોટું જંગલ બાળીને ભસ્મ કરેછે. તેમ જીભ પણ એક અગ્નિ છે, એ કોઈ વખત બધાં શરીરનો નાશ કરી નાખેછે; એવા પ્રકારની એ જીભ આપણી સઘલી ઇંદ્રિઓમાં અતીશય હાણ કરતીછે. એને જે કોઈ વશ રાખે તેને શૂરો કહેવો. સર્વ પ્રકારના પશુ, પક્ષિ, સર્પ અને જળચર એવાં જનાવરોને માણસ હરેક તરેહથી વશ કરી શકેછે. પણ જીભ કોઈથી વશ થતી નથી. એથકી મોટા મોટા બીગાડ થાયછે. એની દરેક હાલ ચાલમાં વિખ અને

અમૃત એ બંને ચીજ ભેળાએલીછે. જેમકે એજ જીભ
કરીને આપણે આપણા કરતા જે પરમેશ્વર તેની ભક્તિ
કરીએછીએ. એનાથીજ આપણાં ભાઈ બેન વગેરે જે માણસો
જેમને ઇશ્વરે આપણાં જેવાંજ બનાવ્યાંછે, તેમને આપણ
નિંદીયે છીએ. એકજ મોઢાંની વાટે સ્તુતી તથા નિંદા
નિકળેછે એ મોટું આશ્ચર્ય છે. અરે મિઠું પાણી અને ખારૂં
પાણી એકજ ઝરામાંથી નિકળેછે શુ? ના, નહીં; પણ
જીભના ઝરામાં એ ખવાસ છે. આપણ મનુષ્ય જાતને
ઘટેછે, કે કોઈની મજાક કરવી તથા કોઇને ખીજવવું એવા
દુર્ગુણોથકી આપણે આપણી જીભ વશ રાખવી. તેમજ
કઠોર ભાષણ, નિંદા, ચાડી ચુગલી તથા જુઠું બોલવું,
એથકી પણ આપણે આપણી જીભને બંધ કરવી; અને
જે ભાષણ બીજાને સારા ઉપદેશના તથા મદદનાં કામનું,
જે નીતિનું તથા બીજાને સારા ગુણ આપનારૂં જે ખરૂં
હોય તેજ બોલવું. એવા બોલવાથી તથા મર્યાદા રાખવાથી
આપણે સર્વ ઠેકાણે સોભા અને કીર્ત્તિ પાંમીયેછીએ. એમ
છતાં આપણે બેવકુફાઈથી કઠોર સુકન બોલીને બીજાને
વિષે ક્રોધ શાને સારૂ ઉત્પન કરવો? તેમજ અસત્ય
તથા કુવચન બોલીને પોતાના ઉપર પરમેશ્વરનો કોપ
શા વાસ્તે લેવો? જો આપણો મિત્ર નઠારાં કર્મ કરતાં
આપણને જણાયો અને તે બાબત આપણે તેને કાંઈ કેહેવું
પડે, તો તેને પ્રીતિથી શીખામણના વચન કેહેવાં, ત્યારેજ
તે આપણું કહ્યું માનશે, સરમાશે, અને સુધરશે.
મિઠું બોલવાથી સાંહાંમો આપણે સ્વાધિન થાયછે. કડવું
બોલવાથી આપણે સાહામાને તાબે થઇયેછીએ. જે મધુર

બોલનારો તે બધાંને નિશ્ચય વહાલો થશે. કડવા અને કઠોર શબ્દ કોઈને ગમતો નથી, માટે આપણે તેવા શબ્દ જો બોલીએ તો આપણો ભાર અને વકર લોક રાખે નહીં.

## જીભને શિખામણ.

### રાગ પ્રભાત.

જીભલડીરે તને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથીરે?
લવરી કરતાં નવરાઈ ન મળે, બોલી ઉઠે મુખમાથીરે; જી૦ ૧.
પરનિંદા કરવાને પુરી, શુરી ખટરસ ખાવા રે,
ઝઘડા કરવા ઝૂંઝે વેહલી, કાયર હરિગુણ ગાવા રે, જી૦ ૨.
અંતકાળે કોઈ કામ ન આવે, વહાલાં વેરીની ટોળી રે,
સ્વજન ધારીને સરવસ્વ લેસે, રેહેશો આંખો ચોળીરે; જી૦ ૩.
તલ મંગાવો અને તુલસી મંગાવો, રામનામ સંભળાવો રે,
પ્રથમ તો મસ્તક નહી નમતું, પછી શું નામ સુણાવોરે! જી૦ ૪.
ઘર લાગ્યા પછી કુપ ખોદાવે, આગ એ કેમ ઓલવાશે રે?
ચોરો તો ધન હરી ગયા, પછી દીપકથી શું થાશેરે? જી૦ ૫.
માયા ઘેનમા ઊંઘી રેહેછે, જાગીને જો તું તપાશી રે?
અંતસમે રોવાને બેઠી, પડી કાલની ફાંસી રે; જી૦ ૬.
હરીગુણ ગાતાં દામ ન બેસે, એકે વાલ ન ખરશે રે,
સોહેજે પંથનો પાર ન આવે, ભજન થકી ભવ તરશે રે; જી૦ ૭.

# ઉપદેશ વિશે.

## ધોળ.

શાતો ઘોડા રણ પાખરીયા, શ્વેત ધર્યો શણગાર જોને,

એ રાગનું છે.

અરે તને ઉપદેશ અનુપમ, સત્ય કહી સમજાવું જોને;
દુખના દીન આગળ આવેછે, ચેતે તો ચેતાવું જોને. ૧.
પાણી કેરા પ્રવાહ પેરે, જીવતર તારૂં જાય જોને;
કાળ કીડા તે કાયા તારી, ઓતરી નીત્યે ખાય જોને. ૨.
જતા રહ્યા કઈ જોતાં જોતાં, અસંખ્ય તારી આગળ જોને;
એર ખુશીની ખબર ન આવી, કોઈએ ન લખ્યો કાગળ જોને ૩.
સમશાનમાં જઈ નીશ્ચય સુવું, એક દીવસ છે એવો જોને;
પાપ પુણ્યનું લેખું લેશે, કહીશ ઉતર કેવો જોને. ૪.
અરે અભાગી જન અજ્ઞાની, ચેતી તું નવ ચાલે જોને;
અણ સમજણથી આગ લગાડી, તું તારૂં ઘર બાળે જોને. ૫.
કયાંથી આવ્યો કયાં જાવુંછે, વીગતે તું ન વીચારે જોને;
બીક તજીને બકવા કરતો, અણઘટતું ઉચારે જોને. ૬.
છાના છાના છળ કીધા તે, છેક ન રહેશે છાના જોને;
કરવાનું તો કામ ન કીધું, સમજુ તે જનશાના જોને. ૭.
પર ઉપકારે પાછો હઠીયો, લાલચમાં લેવાયો જોને;
દુરમતીયો તું થઈ દીવાનો, દીલમાં સમજે ડાહ્યો જોને. ૮.
ડહાપણ તારૂં સઘળું દીઠું, ખીરમાં મીઠું નાંખ્યું જોને;
કુકર્મ જે વીશ જેવું કડવું, ચતુરપણે તે ચાખ્યું જોને. ૯.
મંદીર મેડી માલ ખજાનાં, તેમાં શું છે તારૂં જોને;
કોણ જાણે જે કોણ ભોગવશે, માની બેઠો મારૂં જોને. ૧૦.

તપાસ કર તેમાંથી તું તો, શેર અંનનો સાથી જોને;
દીલમાં ફુલીશમાં તું દેખી, હયવર રથને હાથી જોને. ૧૧.
એ તો ઉલટી વ્યાધી વળગી, ફીકર વીશે ફસાયો જોને;
સુખ સમજીને સંગ્રહ કીધો, ઘણે દુખે ઘસાયો જોને. ૧૨.
એમાંથી અવકાશ ન પામ્યો, કરે ભજન તું ક્યારે જોને;
દલપત કહે દીલમાં પસતાશો, જાવું પડશે જ્યારે જોને. ૧૩.

## સારૂં વાંચતાં શિખવાની રીત—ભાગ ૧ લો.

અક્ષરના શબ્દ થાયછે. અક્ષર સ્વર હોય કે વ્યંજન. અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ એ સ્વર છે. ક, ખ, વગેરે બીજા બધા ક કાના અક્ષર તે વ્યંજન ગણાયછે. સ્વરનો ઉચ્ચાર તો એની મેળે પુરો થાયછે, પણ વ્યંજનનો તેમ થતો નથી; ક, સ વગેરે અરધા અરધા અક્ષર બોલાય તે વ્યંજન. તેમાં જ્યારે સ્વર મળે ત્યારે પુરો ઉચ્ચાર થાયછે. જેમ સ અને અ મળે ત્યારે સ બોલાય. તેમજ બ, અને આ મળે તો બા બોલાય. સ્વરને વ્યંજન મળીને બારાખડીના અક્ષર થાયછે, તેમજ બે કે વધારે વ્યંજન એકઠા મળીને તેને છેડે સ્વર જોડાય ત્યારે જોડા અક્ષર થાય, જેમ, પ, ર, ને આ મળી પ્રા જોડા અક્ષર થાયછે.

જેવો અક્ષર લખ્યો હોય તેવો ઉચ્ચાર કરવો. કોઈ રામ, નામ, ગામ, એવા શબ્દને રૅામ, નૅામ, ગૅામ એવા પોહોળા ઉચ્ચાર કરીને બોલેછે એ બહુ ખોટું છે.

કેટલાંક ડ ને ઠેકાણે ર બોલેછે. ગાડી, ઘોડા, લાડુ એ

શબ્દ લખેલા હોય તેને ગારી, ઘોરો, લારૂ એવા ઉચ્ચાર કરીને બોલેછે, તે ખરૂં નથી.

કેટલાંક તોતડાં માણસ ટ, ઠ, ડ, ઢ, ણ અક્ષરને ત, થ, દ, ધ, ન ની પેઠે બોલેછે. જેમ ટોપીને તોપી, ઠીકરૂંને થીકરૂં, ડાસીને દાસી, ઢોરને ધોર, પણને પન કેહેછે, તો તે કેવું અતડું લાગેછે? તેમજ કોઈ મોતીને મોટી, કે તાળુંને ટાળું કેહેછે એ પણ તેવુંજ લાગેછે.

એવી એવી ભુલો કરેછે, તેમાં ભાંન નથી રાખતાં કે આ અક્ષર તે દાંત વડે બોલવો કે હોઠ વડે. જો બરોબર સમજણ હોય, તો એમ કદી ન થાય. કેટલાક અક્ષર ગળાંમાંથી બોલાયછે; ક, ખ, ગ, ઘ, હ, ને અ, એ અક્ષરો ગળામાંથી બોલવા. તેમજ ઈ, ચ, છ, જ, ઝ, ય, શ, લ એ તાળવાં સાથે જીભ અરાડીને બોલીએ તો સાફ બોલાય. ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ષ, ળ એ અક્ષર બોલતાં મોઢું બરોબર ઉઘાડવું, અને જીભનું ટેરવું ઉપલા દાંતના અવાળુ સાથે લગાડવું. ત, થ, દ, ધ, ન, સ બોલતાં જીભનું ટેરવું ઉપલા દાંતને અડેછે. જો એમ કરયો, તો તાળુંને ટાળું કે તુરીયાંને ટુરીઆં નહીં બોલાય. ઉ, પ, ફ, બ, ભ, મ, ઓ, ઔ એ અક્ષર બે હોઠવતે બોલાયછે. ઉપલા દાંતને નીચલો હોઠ એ બેથી વ બોલાયછે.

એ પ્રમાણે હરેક અક્ષરનો ઉચ્ચાર બરોબર ધ્યાન રાખીને કરે અને વાંચે, તો સારૂં વંચાય. કેટલાંક છોકરાં અધુરા શબ્દ બોલેછે તે સારૂં નહીં. અરધો, બરફી, દુધપાક એવા શબ્દને ઉતાવળ કરીને અદ્ધો, બફ્ફી, દુપાક બોલેછે, એ ઘણુંજ અશુદ્ધ છે.

"બાપે મને અદ્ધા પૈસાની બફ્ફી અપાવી. કાલે નાતમાં દુધ્પાક પુઈનું જમણ હતું."

આ બોલવું કેવું નઠારૂં અને અશુદ્ધ દેખાયછે? પણ ઘણાં છોકરાં ઉતાવળ કરીને એમ વાંચી જાયછે. જો ખરે ખરૂં વાંચે તો આ રીતે વાંચવું જોઈયે કે "બાપે મને અરધા પૈસાની બરફી અપાવી. કાલે ન્યાતમાં દુધપાક પુરીનું જમણ હતું."

એકેક શબ્દ સ્પષ્ટ વાંચવો, અને એકવાર વાંચવો. કોઈ તો એકેક શબ્દ બબ્બે ત્રણ ત્રણ વાર વાંચેછે, તે ઘણું ખોટું લાગેછે. 'વગર વાંકે કોઈ મારે નહીં' એટલું નાનું વાક્ય વાંચતાં કોઈ છોકરી એકેક શબ્દ બબ્બે અને ત્રણ ત્રણ વાર વાંચેછે, જેમ, વગર વગર વાંકે વાંકે કોઈ કોઈ મારે મારે નહીં.

## સારૂં વાંચતાં શિખવાની રીત—ભાગ ૨ જો.

વાંચવામાં વળી એક કાળજી રાખવી કે બોલ એક બીજામાં ભરાઈ ન જાય. કોઈ તો વાંચમાં વાંચતાં એક બોલના કડકા કરી નાખી અરધો જોડના બીજા શબ્દમાં મેળી દેછે, એ પણ ઠીક નહીં. વળી વાંચતાં કોઈ નાના નાના શબ્દ વચમાં રહી જવા ન જોઈયે.

વાક્યનો અર્થ સમજવામે સેહેલું પડે વાસ્તે વચે વચે નીશાનીઓ કરવામાં આવેછે તેમને વીરામ ચિન્હ કેહેછે, માટે તેવી હરેક નીશાની આગળ અટકવું.

(,) આવી સાતડા જેવી નીશાની આવે તો જરા વાર થોભવું.

(;) આવી એટલે સાતડા અને તેના ઉપર ટપકું એવી નીશાની આવે તો જરા વધારે વાર અટકવું.

(:) આવા બે ટપકાં નીચે ઉપર હોય ત્યારે તો તે કરતાં પણ જરા વાર વધારે અટકવું.

(.) જ્યારે આવું એક ટપકું આવે ત્યારે ત્યાં વાક્ય પુરૂં થયું એમ જાણીને ઉપલી ત્રીજી નીશાની આગળ થોભીએ તે કરતાં વધારે વાર થોભવું.

ઉપર જણાવેલી નીશાનીઓ જો લખાણમાં નથી હોતી ત્યારે ખોટા અર્થ થઈ જાયછે; જેમકે, એક ચોર આદમીનો મુચરકો લખાવી લેતાં એવું થયું કે જ્યાં નીશાની જોઈયે ત્યાં ન થઈ, તેથી તે ચોર છુટી ગયો. તેની કબુલાત એવી હતી જે:—"હું ચોરી કરૂં નહીં, કરૂં તો સરકારનો ગુનેહગાર થાઉં." એમાં "નહીં" શબ્દ પછી સાતડા જેવી નીશાની કરીછે તે ત્યાં નહીં કરેલી અને ભુલથી કરૂં શબ્દની જોડ કરેલી તેથી પેલો ચોર છુટી ગયો, કેમકે તેથી તો ઉલટો એવો અર્થ થાયછે કે મારે ચોરી કરવી, જો નહીં કરૂં તો ગુનેહગાર થાઉં.

તેમજ જો એમ લખીએ કે:—"દાદાભાઈ દરજીને તેડી લાવો" તો એમાં બે અર્થ રેહેછે એક તો એ જે કોઈ બીજા માણસને કેહેવું કે દાદાભાઈ નામનો દરજી છે તેને તેડી લાવો. પણ આપણે જો દાદાભાઈનેજ કેહેવું હોય કે તમે જઈને દરજીને તેડી લાવો, તો આ પ્રમાણે લખેલું બરોબર સમજાશે નહીં; દાદાભાઈ શબ્દની પછી સાતડા જેવી નીશાની હોય, તો ચોખ્ખું સમજાય કે, દાદાભાઈ તમો જાઓ અને દરજીને તેડી લાવો.

ઘણા વાક્યમાં એક શબ્દ એવો હોયછે કે તેમાં બીજા કરતાં વધારે અર્થ રહેલોછે, અને એ વાંચતી વેળા તે ઉપર વધારે ભાર મુકવો જોઇયે, અને તેમ નહીં તો તે બોલતાં પેહેલાં અને પછવાડે જરાવાર થોભવું.

જુદા જુદા શબ્દ ઉપર જોર મુક્યાથી એકજ વાક્યના ઘણા અર્થ થાયછે. "તમો આજ ગામ જવાનાછો કે"? એ વાક્ય વાંચતાં જો 'તમે' એ શબ્દ ઉપર ભાર મુકીને વાંચો તો તેનો જવાબ એવો નિકળે કે, હું નહીં બીજા કોઇને મોકલીશ. તેમજ જો 'આજ' એ બોલ ઉપર ભાર મુકીને વાંચે, તો એવો જવાબ થાય કે, ના, આજ નહીં કાલે જવાનોછું. વળી 'ગામ' એ શબ્દ ઉપર જોર મુકે તો એવું સમજાય કે ગામ કે બીજે કોઈ ઠેકાણે જવાનોછે. એ રીતે એકજ વાક્યના ઘણા અર્થ થાયછે.

વળી વાંચતી વેળા એક બીજી સંભાળ રાખવી જોઇયે કે કેટલાંક છોકરાં ગાયનની પેઠે વાંચેછે, એ બહુ ખોટું છે. રાગડા કાહાડીને વાંચવું ન જોઇયે, પણ જેમ આપણે વાતો કરીએછીએ તેવી ઢપથી વાંચવું જોઇયે. એવી રીતે વાંચતાં શીખવાની એક સેહેલી રીત એ છે જે પ્રત્યેક અક્ષર અને શબ્દાનો શુદ્ધ ઉચ્ચાર બરોબર રીતે કરવો તથા ધીમે ધીમે વાંચવું. એ પ્રમાણે ધીમે ધીમે સારી પેઠે વાંચતાં આવડ્યું કે પછી ઉતાવળથી વાંચવાની ટેવ પાડવી, એટલે તેમાં પણ ખોટું નહીં વંચાય, શાથી કે પ્રથમથીજ ખરી ઢપ પ્રમાણે વાંચવાનો માહાવરો રેહેશે, તોપણ બોલીએછીએ તે કરતાં જરા ધીમે વાંચતાં રેહેવું.

માટે સારું અને શુદ્ધ બોલતાં, નીશાનીઓ આગળ અટ-

કતાં, અને ખરા શબ્દ ઉપર ભાર મુકતાં આવડે તોજ સારૂં વાંચતાં આવડયું એમ કેહેવાય.

વળી વાંચતાં વાંચતાં વગર નિયમે અને વગર જરૂરે ઠેકાણે ઠેકાણે ઘાંટો કાહાડવો નહીં.

કેટલાંક જણ એવી રીતે વાંચેછે, કે જાણે મોહમાં આખી સોપારી ઘાલી હોય અને વાંચતાં હોય તે રીતે જીભને મોહમાં ફેરવી ફેરવીને વાંચેછે, એ પણ ઘણુંજ ખોટું છે.

---

## વ્યાકરણ.

વ્યાકરણ—એ ભાષાનો નિયમ અથવા કાયદો બતાવેછે. એણે કરીને શુદ્ધ બોલવું લખવું વગેરે આવડેછે.

ગુજરાતી ભાષામાં વ્યાકરણના ચાર ભાગ કરેલાછે. અક્ષર વિચાર, શબ્દ વિચાર, વાક્ય વિચાર, અને કવિતા વિચાર.

ગુજરાતી ભાષામાં ૪૬ અક્ષર છે. તેને વર્ણ કેહેછે, અને તેની બે જાત છે. સ્વર અને વ્યંજન, "અ" થી તે "અઃ" સુધી બાર સ્વર છે અને ક થી તે ળ સુધી ૩૪ વ્યંજનછે. સ્વરની બે જાત છે; હૃસ્વ અને દીર્ઘ. અ, ઈ, ઉ એ હૃસ્વ અને બાકીના સર્વ દીર્ઘ સમજવા.

વ્યંજનમાં સ્વર મળવાથી બારાખડી થાયછે જેમકે ક, વ્યંજનમાં અ, સ્વર મળ્યાથી ક, થાયછે; તેમ આ સ્વર મળ્યાથી કા; ઈ, સ્વર મળ્યાથી કી" વગેરે થાયછે. એ પ્રમાણે દરએક વ્યજનમાં અનુક્રમે બાર સ્વર મેળવ્યાથી બારાખડી એમ કેહેવાયછે.

એ ત્રણ વ્યંજન અને એક સ્વર મળવાથી જોડા અક્ષર થાયછે જેમ સ્ત્રી, એમાં સ, ત, અને ર, એ ત્રણ વ્યંજન છે અને "ઈ" સ્વર એ મળ્યાથી સ્ત્રી એમ થઈ.

એક અથવા તેથી વધારે અક્ષર એકઠા થઈને કાંઈપણ અર્થ બતાવતા હોય તેને શબ્દ કહીએ. આપણે જે બોલીએછે તે બધા શબ્દો છે, અને તેઓ જુદી જુદી જાતના હોયછે. તેઓની પાંચ જાત કરેલી હોયછે; જેમકે નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય.

## નામ—ભાગ ૧ લો.

કેટલાક શબ્દ નામ કેહેવાયછે. નામ એટલે હરકોઈ વસ્તુનું નામ પ્રાણી, જગ્યા, અને ચીજોના નામ તે નામ કેહેવાયછે. છોકરી એ નામ છે, અને છોકરો એ પણ નામ છે. ભાયડો અને બાયડી, ઘેટાં અને ગાયો, પક્ષિ અને જીવડાં, એ બધાં નામ છે. કેમકે છોકરી, છોકરો, ભાયડો, બાયડી, ઘેટાં, ગાય, પક્ષિ, જીવડાં એ સઘળાં પ્રાણીઓના નામ છે, અને પ્રાણીના નામ તે નામ ગણાયછે.

જગ્યાના નામ તે પણ નામ છે. મુલક, શેહેર, ગામ, મોહોલા, વાડા, એ સંધાં નામ છે. તેમજ ખેતર, રસ્તા, અને વાડીઓ પણ નામ છે.

જે જે વસ્તુ આપણા જોવામાં, સાંભળવામાં, ચાખવામાં સુંઘવામાં અને લાગવામાં આવેછે, તે બધાં નામછે; ખડીઓ, પાટી, કલમ, ઝાડ, ગાદી, તકીઓ અને એવી એવી જે જણસો આપણા દીઠામાં આવેછે તે નામ કેહેવાયછે.

સાંભળવામાં જે ચીજ આવેછે તે પણ નામ છે. રસ્તા ઉપરથી ગડગડ ચાલતું ગાડું તમે સાંભળોછો, પણ તે તમે દેખતા નથી. તમારાથી સંભળાયો તે અવાજ છે, અને અવાજ એ શબ્દ નામ છે. તેમજ તમે ઓરડામાં હો, અને તમને બાહારથી કોઈ બોલાવતું હોય, તો તમે તેને દેખતા નથી પણ તમે સાંભળોછો ખરા. હવે તમે સાંભળ્યું તે તેનો સાદ છે, એ પણ નામ છે. ગર્જના એ શબ્દ પણ નામ છે, આપણે ગર્જના દેખતા નથી પણ સાંભળીએછીએ ખરા.

## નામ વિશે—ભાગ ૨ જો.

જે ચીજ તમને લાગેછે તે પણ નામ છે. આંખો મીચ્યાને તમે પેટી, પાટલો, થાળી, વાડકો, હાથવની પારખી શકોછો. પેટી, પાટલો, થાળી, વાડકો, એ નામ છે. તમને દુઃખ લાગેછે પણ તમે દેખાતાં નથી; દુઃખ એ બોલ પણ નામ છે.

તમને કશી વસ્તુનો સ્વાદ લાગેછે તે પણ નામ છે. સાકરનો અથવા મીઠાનો ગાંગડો મોહમાં મુકો; હવે તમને ગળપણ કે ખારાસ લાગી, તે પણ નામ છે. તેમજ કડવાસ, મિઠાસ, તીખાસ એ બધાં નામ કેહેવાયછે.

જે કાંઈ વાસ તમને આવેછે, તે પણ નામ છે. મોગરાનું કે ચંપેલીનું ફુલ લઈને તમો સુંઘશો તો તમને તેની મિઠી વાસ આવશે. હવે એ જે વાસ આવેછે તે તમે દેખતા નથી; પણ વાસ, સુગંધી કે સોરમ એ નામ છે.

વળી ઠગાઈ, લુચ્ચાઈ, ભલમનસાઈ વગેરે માણસના ગુણ અને રતાસ, કડવાસ, પીળાસ, ચોપાઈ વગેરે વસ્તુઓના ગુણ એ પણ બધાં નામ કેહેવાયછે.

એ તો બધી સાધારણ વસ્તુઓના અને તેના ગુણના નામ વિશે કહ્યું; પણ માણેકજી કે મેહેરબાઈ કે શીરીનબાઈ એવાં એવાં સ્ત્રી પુરૂશનાં નામ પણ હોયછે. તેમજ ગુજરાત, દક્ષીણ, બંગાલ, તાપી, સાબરમતી, સુરત, અમદાવા, પાટડી, એવાં એવાં દેશો, નદી, શેહેર કે ગામના નામ પાડલાં હોયછે. એ બધાં નામજ કેહેવાયછે.

તમે જે ગામમાં રેહોછો તેનું નામ તે પણ નામ છે. એ રીતે આજના પાઠ ઉપરથી નામ એટલે શું અને કયા કયા શબ્દોને વ્યાકરણમાં નામ કેહેવું તે તમે સમજ્યાં હશો.

---

## નામ વિશે—ભાગ ૩ જો.

પાછલા ભાગમાં તમે શીખી ગયાં કે જે શબ્દથકી કોઈ ચીજ કે માણસ ઓળખાયછે તેને વ્યાકરણમા નામ કેહેછે. હવે એ નામ નરની પેઠે બોલાતાં હોય તો તે નરજાતીમાં ગણાયછે; જેમ, ભાયડો, હાથી, લાડુ, રાજા. જો નારીની પેઠે બોલાતાં હોય તો નારીજાતીમા ગણાયછે; જેમ, બાયડી, ચંદનઘો, હરડે, ધજા. પણ એ બંનેમાંથી જ્યારે એકુ જાતનાં નથી હોતાં, ત્યારે તે નાન્યતર જાતીમાં ગણાયછે; જેમ, ઘર, બારણું વગેરે. એ જાતી પીછાનવામે વાસ્તે સેહેલી રીત એવી છે કે શબ્દની પછવાડે, કેવો, કેવી,

અને કેવું, એ બોલ લગાડી જોવો. જો કેવો બોલ લાગે તો નરજાતી, કેવી લાગે તો નારી જાતી, અને કેવું લાગે તો નાન્યત્તર જાતી સમજવી. જેમકે ઘોડો એ બોલની પછવાડે કેવો એમ લાગેછે તો ઘોડો નર જાતી. પેટી એ બોલની પછવાડે કેવી એમ લાગેછે તો પેટી નારી જાતી. અને ઘર એ બોલની પછવાડે કેવું એમ લાગેછે તો ઘર નાન્યત્તર જાતી સમજવું.

જ્યારે નામ એકજ વસ્તુ કે માણસને માટે હોય ત્યારેં તે એક વચનમાં કેહેવાયછે, એકથી વધારે હોય ત્યારે બહુ વચનમાં કેહેવાયછે. ઘણાં નામ કેટલીક વખતે એક વચન ને બહુ વચનમાં સરખાંજ છે; જેમ, લોક, માણસ, ઘર. કેટલીક વખતે તેનું બહુ વચન કરવું હોય ત્યારે ઓ લગાડછે; જેમ, લોકો. વળી કેટલાક શબ્દોના બહુ વચનમાં આ લાગેછે; જેમકે, પૈસા. પણ ઘણું કરીને બહુ વચનમાં હમેશાં ઓ લાગેછે; જેમકે, છોકરી, છોકરીઓ.

## સર્વનામ.

કાંઈ વાત કરતાં વારે ઘડીએ તેના તે નામ બોલવાં પડે, તથા આપણે આપણા વિશે કેહેતાં આપણું નામ વારે ઘડીએ દેવું પડે તે ઘણું ખોટું દેખાયછે, અને સાંભળનારને તથા કેહેનારને પણ તે પસંદ નથી પડતું, અને એવી એવી બીજી પણ કેટલીક અડચણો છે, તે મટાડવા સારૂ કેટલાક શબ્દ કામમાં આવેછે તેને સર્વનામ કેહેછે. હું,

તું, તે, અમે, તમે, તેઓ, આપણે, આપ, પોતે, એ બધા પુરૂષ સર્વનામમાં ગણાયછે.

**હું** ને **અમે** એ પેહેલા પુરૂષ સર્વનામ કેહેવાયછે. કોઈ-વાર જ્યારે સામા ધણીને મળીને બોલે, ત્યારે **આપણે** વાપરેછે, તે પણ પેહેલા પુરૂષ જાણવો, કેમકે એ બધા બોલનાર શખ્સને બતાવેછે. તેમ **તું** ઘણા માનથી કેહેવું હોય ત્યારે તેને બદલે **આપ** કેહે, માટે **તું, તમે** ને **આપ** શબ્દ બીજો પુરૂષ સર્વનામ ગણાયછે. ત્રાહિત માણસ, પ્રાણી કે વસ્તુ જેને વિશે વાત કરતા હોઈયે તે ત્રીજો પુરૂષ કેહેવાયછે.

બોલનાર આસામી પોતાનું નામ બોલવાને બદલે **હું**, કે **અમે** વાપરેછે. રતનબાઈ બોલતી હોય, તો એમ નહીં કેહે કે, રતનબાઈ ગામ જવાની છે, પણ કેહેશે કે **હું** ગામ જવાની છું. જો બે ત્રણ સાથે બોલતાં હોય, તો કેહેશે કે અમે ગામ જવાના છીએ; પણ જેને કેહેછે તે સુધાં બોલવું હશે, તો કેહેશે કે, આપણે ગામ જવાના છીએ.

સામા એક અથવા ઘણા જણને કાંઈ કેહેવું હોય, તો **તું** કે **તમે** કેહેશે. જેમ, ભીખાઈજી, તું પેલાની પાસે જઈને ઉભી રેહે. જો એક કરતાં વધારેને કેહેવું હશે તો કેહેશે, કે મોટીબાઈ અને સુનાબાઈ, તમે પેલાની પાસે જઈને ઉભાં રહો. માન આપવા સારૂ એક જણને કેહેવું હશે, તો **તમે** કહીને બોલાવશે, જેમ બાપા, તમે અહીં આવો. ઘણું માન આપીને કેહેવું હોય, તો "આપ" કહીને બોલાશે, જેમ, ગુરૂજી આપ પધારો. પોતાથી હલકાને કે ઘણા વહાલાને કેહેવું હોય, ત્યારેજ **તું** કેહેછે. પરમે-

ઈશ્વરની પ્રાર્થના કરવામાં પણ ઘણીવાર તું વાપરવાની રીત છે.

જેને વિષે વાત કરતા હોય તેને ત્રીજા પુરૂષમાં બોલેછે, જેમ તે આટલેથી પડી ગયો, તેથી તેનું માથું ફુટયું. ઘણાં હોય ત્યારે પણ તે કેહેછે. સંદેહ ન રેહે; માટે બહુ વચનમાં કોઈ ઠેકાણે તેઓ વાપરવાને અડચણ નથી.

સર્વનામને પણ વિભક્તિઓ લાગેછે. નામની પેઠે તેમને એક બે અક્ષર છેડે આવીને ફેરફાર થતો નથી; પણ ઘણે ઠેકાણે તે શબ્દજ બદલાઈ જાયછે, તે નિચે લખેલા રૂપ જોયાથી જણાશે.

હું, એ પુરૂષ સર્વનામની બીજી વિભક્તિ મને, ત્રીજી મેં, ચોથી મારેમાટે, પાંચમી મારાથી, છઠી મારો, સાતમી મારામાં, એ રીતે થાયછે. હું ના જેવાં રૂપ તું ના જાણવાં; અને તે સર્વનામના રૂપને તો પાછલા પાઠમાં કહેલા બધા અક્ષર છેડે આવેછે. ત્રીજીમાં માત્ર એ ને ઠેકાણે ણે, આવે-છે; જેમ, તેણે કામ કર્યું. બહુ વચનમાં તેમણે થાયછે.

## વિશેષણ.

વાંચતાં વાંચતાં ઘણાએક શબ્દ એવા આવેછે કે, તે પરથી તેની જોડના નામનો કે સર્વનામનો ગુણ, સંખ્યા વગેરે જણાયછે; જેમ આ છોકરાએ સારો અભ્યાસ કર્યો, તેથી સાહેબે બહુ ખુશી થઈને એક ભારે પુસ્તક ઈનામ આપ્યું. એમાં જે શબ્દ મોટે અક્ષરે લખેલાછે, તે બધા જોડના શબ્દોના

ગુણ કે સંખ્યા વગેરે બતાવેછે, માટે એને વિશેષણ કેહેછે. જેમ આ છોકરાએ કહ્યું, એટલે કોઈ મુકરર છોકરો બતાવ્યો, માટે આ વિશેષણ, એટલે ગુણ બતાવનાર છે; સારો અભ્યાસ, એમાં પણ અભ્યાસ કેવો, સારો, તો સારો પણ વિશેષણ; તેથી એટલે આગળ કહેલા કારણથી એવું મુકરર બતાવેછે, માટે તે વિશેષણ. એ રીતે બાકી બધે ઠેકાણે જ્યાં આવે ત્યાં સમજી લેવું.

વિશેષણ જે બોલનું હોયછે તેને વિશેષ્ય કેહેછે જેમ, આ ડાહી છોકરી છે, એ વાક્યમાં જેમ ડાહી એ છોકરીનું વિશેષણ છે તેમ છોકરી એ તેનો વિશેષ્ય જાણવો.

વિશેષણને પણ નામની પેઠે જાતી, વચન, અને વિભક્તિ લાગેછે; વિશેષણના જાતી વચન તેના વિશેષ્ય સાથે સંબંધ રાખેછે, એટલે મળતાં આવેછે. જેમ આ છોકરી ઘણો અભ્યાસ કરેછે, એ વાક્યમાં ઘણો એ વિશેષણનું જાતી વચન તેનો વિશેષ્ય જે **અભ્યાસ** તેની સાથે મળતું છે. વળી કેટલાંક વિશેષણ જાતી વચનમાં બદલાતાં નથી; જેવાંકે, સફેદ, લાલ, વગેરે.

## રતાળુ.

આ કંદ વત્તો ઓછો ભરત ખંડના સર્વ દેશોમાં મળેછે. ગોવા, કરનાટક અને દક્ષિણ દેશ અહીયાં એનો પાક ઘણો થાયછે. રતાળુના પોળી, કરંજી, ભજીયાં, ખીર, રાયતું એવાં અનેક પદાર્થો કરેછે. અપવાસમાં એને બાફી તથા

સેકીને દુધ સાથે તથા દહી સાથે અથવા એમના એમ પણ ખાયછે. રતાળુમાં ખટાટા કરતાં વતી મિઠાસ છે, અને એનો પેટમાં ટકાવ રેહેછે. એની ચાર જાત છે, એક સફેદ; બીજી લાલ; ત્રીજી સફેદ પણ અંદરથી ગુલાબી રંગનો હોયછે; ચોથી લાલાસપર અને ગાંઠાદાર હોયછે. સઉમાં લાલ જાત મિઠાસમાં સારી છે. કોઈ કોઈ ઠેકાણે એક એક રતાળુ એટલો મોટો હોયછે કે વજનમાં આસરે પાંચ શેર થાયછે. ગોવામાં બારદેશ કરીને એક પ્રાંત છે, ત્યાં ઉંચી જાતનો રતાલુ થાયછે, તે મિઠાસમાં સારો અને ઘણો મોટો હોયછે, અને તેની અંદર રેશા હોતા નથી. રતાળુ રોપવાની રૂતી એવી છે કે, આસરે આશ્વિન કારતીકમાં વાડીની તથા ખેતરની જમીન જેમાં ઘણું પાણી ન હોય, તેને ખેડી તૈયાર કરી, તેમાં બે ત્રણ હાથ લાંબા અને એક બિલ્લસ ઉંચા એવા કયારા કરી, તેની આસપાસ પાણી આવવાની નીક રાખેછે; પછી આસરે એક બિલ્લસ લાંબો રતાળુના વેલાનો કકડો બબે બિલ્લસના અંતર ઉપર આડો રોપેછે. તે વેલાના મૂળ ફુટી તે ઉપર ફણગા આવે ત્યાંસુધી સવાર સાંજ તેને બે વખત પાણી પાયછે. ફણગા ફુટી વેલા થવા લાગ્યો એટલે એકાંતરે પાણી પાયછે; પછી હળવે હળવે પાણી પાવાનું કમતી કરતા જાયછે. એમ કીધાથી તે વેલો મોટો થઈને આસપાસ પસરી જાયછે, અને તેના મૂળો જમીનમાં ભરાઈ જાયછે. જ્યાં જ્યાં મૂળો ભરાયછે ત્યાં ત્યાં રતાળુ થાયછે. રતાળુ પાકી તૈયાર થયો એટલે વેલો મરવા માંડેછે, ત્યારે તેને ઉખેડી નાખી રતાળુ ખોદીને કાહાડી લેછે.

રતાળુ, બટાટા જેવા ઘણા દહાડા ટકતા નથી. મહિના બે મહિના થયા એટલે તે બગડી જાયછે, અને તેમાં કીડા ઉત્પન્ન થાયછે; તેથી તે કાણા પડી જાયછે.

રતાળુના બી કણબી લોકો એવી રીતે રાખેછે, કે ચોમાસામાં જે ઠેકાણે ધાન્યના ખેતરો કરેછે, ત્યાં આસરે વીસ પચ્ચીસ હાથ જમીનમાં બે ચાર રતાળુના વેલા રોપી દેછે; પછી તે મોટા થઈને પાંચ પચાસ હાથ જગો ઘેરી લેછે. એને રોપવાનો વખત થયો એટલે તે વેલા કાપી લેછે, અને પછી તેના કકડા કરી રોપેછે. એ વેલારૂપી બી કણબી લોકો એક બીજાને વેચેછે; જો નવુંજ બી ઉત્પન્ન કરવું હોય તો, રતાળુની આંખ રાખી બે ચાર કડકા કરવા, અને જમીનમાં તે રોપવા, પછી તેને ફણગા ફુટી તેના વેલા થયા એટલે તે કાહાડી તેને કાપી કડકા કરી જ્યાં રોપવા હોય, ત્યાં રોપેછે. એનું બી તે વેલાજ છે.

## વિભક્તિ વિશે.

છોકરો જાયછે; છોકરાને બોલાવ; છોકરાથી કાંઈ થવાનું નથી; છોકરામાં કાંઈ બળ નથી; આ બધા વાક્યમાં છોકરો શબ્દ આપેલોછે. પણ ને, થી, માં, એવા એવા અક્ષર એને લાગેલાછે, તેથી એના અર્થમાં ફેર થાયછે. એવા એવા અક્ષર શબ્દને છેડે લાગેછે, ત્યારે શબ્દને વિભક્તિ લાગી એમ કેહેવાયછે. એ વિભક્તિઓ નામ અને સર્વનામ બેઉને લાગેછે. તે સાત છે અને તેને પેહેલી, બીજી, ત્રીજી, એ પ્રમાણે સાતમી સુધી ગણેછે.

હવે નામને શી રીતે લાગેછે તેની પેહેલાં વાત કરીએ. પેહેલી વિભક્તિમાં એક વચને તો કાંઈજ લાગતું નથી, એટલે બોલ જેવો હોયછે તેવોજ રેહેછે, જેમ આ બિચા-રાને રેહેવાને એકે ઘર નથી. બહુ વચનમાં પણ કોઈ વખત એમજ થાયછે; જેમ કેટલાએક વગડાના લોકને ઘર હોતાં નથી, અને કોઈ વખત ઓ લાગેછે, જેમ છોકરાઓ આવી.

બીજી વિભક્તિમાં નામને (ને) અક્ષર લાગેછે, જેમ કુતરાંને હાકી મુક. ત્રીજીમાં (એ) અક્ષર આવેછે, જેમ ઘોડે લાત મારી, ઘોડાએ લાત મારી એમ પણ કોઈ કેહેછે. માટે, કાજે, વાસ્તે એવા શબ્દ નામને લાગે કે ચોથી વિભક્તિ થઈ. પાંચમીમાં તો નામને છેડે (થી) જોડવું પડેછે, જેમ અમદાવાદથી મુંબઈ બસેં ગાઉ છે. છઠી વિભક્તિ તો સંબંધ દેખાડેછે; નામને છેડે ના, ની, નું, નો, એમાંનો કોઈ પણ અક્ષર આવે કે છઠી જાણવી. તેમજ સાતમીમાં શબ્દને છેડે (માં) આવેછે; જેમ આ ઘરમાં કોઈ રેહેતું નથી.

એ સાત વિના એક આઠમી વિભક્તિ છે, તેને સંબોધન કેહેછે. કોઇને નામ દઇને સાદ કરે, કે કહે ત્યારે એ કામ આવેછે. એમાં નામનું રૂપ બધે બદલાતું નથી; જેમ માહારાજ પધારો. પણ ઓ, કે ઉ છેડાવાળા નામને (આ) થાયછે; જેમ પેલા તું જા, એમાં "પેલો" એ નામ છે, પણ સંબોધન લાગી ત્યારે "પેલા" થયું.

# ક્રિયાપદ.

નામ, સર્વનામ, અને વિશેષણ એવા ત્રણ પ્રકારના શબ્દની વાત તો આવી ગઈ, હવે ચોથી જાતના શબ્દનું વર્ણન કરીએ. સર્વનામ કે વિશેષણના બોલ તો થોડા છે, પણ નામના જેમ ઘણા છે, તેમજ ક્રિયાપદના એ ઘણા છે.

જે બોલમાં કરવું, ચાલવું, રેહેવું, ભોગવવું, થવું વગેરે મતલબ આવેછે, તેને ક્રિયાપદ કેહેછે; જેમ હું જાઉંછું, તું ખાયછે, હીરાંબાઈ લખેછે.

એમાં વળી કેટલાક એવા હોયછે કે તેની અસર બીજા બોલને લાગુ પડેછે; જેમ માણેકબાઈ પાટી ઉપર લખેછે, કુતરો રોટલી ખાયછે, એમાં માણેકબાઈ શું લખેછે? પાટી લખેછે; અથવા કુતરો શું ખાયછે? રોટલી ખાયછે. પણ બીજાં ક્રીયાપદ એવાં છે કે તેમાં એમ નથી થતું; જેમ હું જાઉંછું, તે ઊંઘેછે. ત્યારે એ રીતે બે ભેદ પડેછે. તેમાં પેહેલાને સકર્મક, અને બીજાને અકર્મક કેહેછે. કોણ અને શું, એવા બે સવાલ પુછીને હરેક ક્રીયાપદ તપાશીશું તો માલુમ પડશે કે તે સકર્મક છે કે અકર્મક. કોણ અને શું, જો એ બેના જુદા જવાબ હોય, તો સકર્મક; અને બેનો એકજ હોય, તો અકર્મક; જેમ ઉપરના દાખલા લખેછે, ઊંઘેછે, એ ક્રિયાપદ ઓળખવાને સવાલ પુછીયે કે કોણ લખેછે? માણેકબાઈ. એ શું લખેછે? પાટી. ત્યારે લખેછે એ સકર્મક, કેમકે એમાં બે સવાલના બે જુદા જવાબો છે. તેમ ઊંઘેછે, એમાં

એવો સવાલ પુછીએ કે, કોણ ઉંઘેછે? તે. શું ઉંઘેછે? તે. એમાં બેઉનો એકજ જવાબ છે, માટે અકર્મક જાણવું.

હવે એવા ક્રિયાપદના બે ભેદ છે. મુળભેદ અને શકયભેદ. હું જાંઉછું, તે ગયો, તમો લખશો, એ બધા મુળભેદ છે. મારાથી જવાશે, તમારાથી લખાશે, એનાથી લખાયું, એ શકય ભેદ જાણવા, કેમકે એમાં શક બતાવવામાં આવેછે.

ક્રિયાપદના ત્રણ કાળ છે, ભૂત, વર્ત્તમાન ને ભવિષ્ય. ગયો જે કાળ તે ભૂત, ચાલેછે તે વર્ત્તમાન, અને આવશે તે ભવિષ્ય. એના દાખલા મેં વાંચ્યું, તું વાંચેછે, પેલો વાંચશે.

## અવ્યય.

### ઉભયાન્વયી, શબ્દયોગી, કેવળપ્રયોગી, ક્રિયા-વિશેષણ અવ્યય.

જે શબ્દ પોતાનું રૂપ ન બદલતાં તેવો ને તેવોજ રેહેછે તેને અવ્યય કહેછે. એ શબ્દને લિંગ, વચન, વિભક્તિ વગેરે લાગતી નથી. એમાં ઘણા બોલ છે. અવ્યય એટલે જે શબ્દમાં ફેરફાર થતો નથી તે. કેટલાંક તો વાકય જોડવાને કામ આવેછે; જેમ અમે ગયા ને તમે આવ્યા. એમાં (ને) બોલ બે વાકય એકઠાં કરેછે. કોઈ તો શબ્દને પણ જોડુછે; જેમ હું, તે, કે તમે ગમે તે જાય. એમાં (હું) (તે) અને (તમે) એ ત્રણને (કે) શબ્દ એકઠા કરેછે. એવા અવ્યયને ઉભયાન્વયી કેહેછે, કેમકે ઉભય કેહેતાં બંને, અને અન્વયી એટલે જોડનાર; અથવા, અને, એટલે, કેમકે, નહીંતો, માટે, પણ એજ જાતના અવ્યય છે.

કેટલાક શબ્દ તો એકલા નામની કે સર્વનામની પછી આવેછે; જેમ છોકરીની પછવાડે કુતરો દોડ્યો; મારી આગળ તું ચાલજે; તમારે માટે હું બેઠોછું; તમારા કરતાં એ ઊંચી છે. એ બધા દાખલામાં પછવાડે, આગળ, માટે, કરતાં, શબ્દયોગી અવ્યય કેહેવાયછે, કેમકે શબ્દની જોડેજ આવેછે.

ઘણાક શબ્દ તો કાંઈ અચરતી, હરખ, શોક, એવા એવા મનના ઉભરા બતાવેછે; જેમ ઓહો! આવડો મોટો ઘોડો; અરર!! મારા પેટમાં દુઃખેછે. એમાં ઓહો, એ અચરતી બતાવેછે, અને અરર, એ શબ્દ દુઃખનું નીશાન બતાવેછે. એવા એવા બોલો છુટા આવેછે, માટે એને કેવળ-પ્રયોગી અવ્યય કેહેછે. એના થોડાક દાખલા નીચે લખ્યાછે. અરે, હાસ, વારૂ, વાહ વાહ, વાહ, હાય હાય.

હજુ એક જાતના અવ્યય બાકી રહ્યાછે, તેને ક્રિયાવિશેષણ અવ્યય કેહેછે; કેમકે તે ક્રિયપદનો ગુણ બતાવેછે; જેમ કે આમ ચાલો; અત્યાર લગી ક્યાં ગયા હતા; કેમ બોલતા નથી; તે વેહેલો ઉઠયો. આ વાક્યમાં આમ, અત્યારલગી, ક્યાં, કેમ, નથી, વેહેલો એ બધાં ક્રિયાવિશેષણ અવ્યય છે.

---

## સુરણ.

સુરણનો પાક ભરતખંડના ઘણાએક ભાગો કરતાં મલબાર દેશમાં ઘણો થાયછે; આ કંદ ચૈત્ર વૈશાખમાં રોપેછે, અને માગશર તથા પોષમાં ખોદી કાહાડેછે. કોઈ

કોઈ લોકો સુરણની મોટી ગાંઠ થવા દેવા સારૂ બે ત્રણ વરસ સુધી તેને જમીનમાંજ રાખેછે. એવી રીતે રાખેલું સુરણ એક માણસ ઊંચકી શકે એટલા બોજાનું થાયછે. સુરણનો આકાર ગોલ પૈડાં જેવા થાયછે. સાધારણ સુરણની એક ગાંઠનું વજન મણ અથવા પોણો મણ હોયછે. આખા સુરણને ચાકી કેહેછે. સુરણ બે જાતનું થાયછે, એક વવળતું અથવા ખંડાળીઉં અને બીજું મિઠું. વવળતું સુરણ ખાધાથી મ્હો સુઝી જાયછે, તથા બીજો પણ ઉપદ્રવ થાયછે, તોપણ તે ઓષડના કામમાં આવેછે. એ સુરણને પાંચ છ વરસ સુધી જમીનમાં રાખેછે.

મલબાર તથા કોચીથી સેંકડો ખાંડી સુરણ મુંબઈમાં આવેછે. સુરણ કાપી તેના નાના નાના કકડા કરી રાંધી ખાયછે. સુરણ વરસ બે વરસ સુધી ટકેછે, પણ ઘણું જુનું થયું એટલે સારી પેરે સીજતું નથી, ત્યારે તેમાં થોડાક સંચોરો નાખવો પડેછે. ફાગણ તથા ચૈત્ર મહિનામાં સુરણના ઝાડને ફુલ આવેછે, તેની ભાજી કરેછે. સુરણના કુમળાં પાતરાંની પણ ભાજી કરીને ખાયછે, તથા સુરણના દાંડાની તરકારી કેટલાએક લોકો કરેછે. સુરણના દાંડા સુરાળા જેટલા જાડા અને બે હડી હાથ લાંબા થાયછે.

સુરણ રોપવાની કૃતી એવી છે, કે જે જમીનમાં તેને રોપવું હોય, તે જમીનમાં આસરે બબે હાથના અંતરપર ગોળ એક હાથ પોહોળા તથા બે હાથ ઊંડા એવા પાંચ પચાસ ખાડા ખોદેછે; અને તેમાં પાત્રાં તથા બારીક સરપણ બાળીને નાખેછે. તેમને દસ પંદર દિવસ સુધી

ઊઘાડાજ રાખેછે, પછી તેમાં મટોડી નાખી સુરણપર જે ફણગા ફુટેલા હોયછે, તે કાહાડી તેમાં રોપેછે. કોઈ કોઈ ઠેકણે સુરણને છોલી તેની જાડી છાલ રોપેછે.

મુંબઈમાં તથા વસઈમાં જે સુરણ પાકેછે તે શ્રાવણ ભાદરવા મહિનામાં કાહાડીને વેચેછે. તે ઘણું કુમળું હોયછે, તે સારૂ તેની કિમ્મત વધારે આવેછે; પણ તે ઘણા દહાડા ટકતું નથી, માટે ખપ પડેછે ત્યારે ખોદી કાહાડી ધોઈ સાફ કરીને વેચેછે. માહારાષ્ટ્ર દેશના કોઈ કોઈ પ્રાંતમાં ઝાઝું સુરણ રોપતા નથી. સુરણ ગરમ તથા પુષ્ટીક છે. તેને બાફીને અથવા ઘીમાં વઘારી ખાયછે. અને કેટલાક લોકો તેને ઘણુંકરીને ઘીમાં તળીનેજ ખાયછે.

## દુધી.

દુધીને દક્ષિણ તરફના લોકો "સફેદ કહોળું" કેહેછે. ગોવામાં અને કોંકણમાં દુધીજ કેહેછે. એ બારે માસ થાયછે, પણ માગશરથી તે જેષ્ટ મહીનાસુધી એની મોસમ કેહેવાયછે. દુધી વાડીઓમાં રોપેછે, અને તેને વાસ્તે આસરે એક માણસ પુર ઊંચો માંડવો કરેછે, તે ઉપર એના વેલા પસરાઈ જાયછે. દુધીમાં પાંચ છ જાતી હોયછે. લાંબી, તુંબડીઆ, ચપટ, કડવી, તંબુરા જેવી ઇત્યાદી. દુધી દશ પંદર દહાડાથી વધારે દહાડા ટકતી નથી. દુધીનો હલવો, તથા બે ચાર જાતની તરકારી બનાવેછે.

એના વેલા તથા ફળો માણસના ખાધામાં આવતા નથી, પણ તે ઢોરોનાજ ખાવામાં માત્ર આવેછે.

ગોળ અને ચપટી દુધી હોયછે, તે પાકીને સુકાઈ જાયછે, ત્યારે તંબુરો બનાવવાના કાંમમાં આવેછે, તથા ભંડારી લોકો માહાડ તથા તાડ, ખજુરાની તાડી ભરવાને વાસ્તે એના તુંબડાં બનાવેછે. જે ઘણાં મોટાં તુંબડાં હોયછે, તે ચોમાસામાં નદી પાર થવાને ખપમાં આવેછે. આ દુધી મોટી અને હલકી હોયછે, અને એની છાલ કઠણ હોયછે. જે દેશમાં નદી ઉતરી જવાને માટે હોડી તથા મછવા નથી હોતા, ત્યાં ઉતારૂ લોકો એ કાંમમાં તુંબડાં બાધીને નદી ઉતરી જાયછે, તથા ત્રણ ચાર મોટાં તુંબડાં એકઠાં બાંધી વચમાં એક બિછાનની દોરી રાખેછે. જે માણસને નદી ઉતરી પેલે પાર જવું હોયછે, તે માણસ પોતાના સામાન સુધાં તેના પર ઘોડા ફલંગી બેસેછે અને પાર ઉતરી જાયછે. આ પ્રમાણે કેટલાએક લોકો પાંચ છ મણનો બોજો લઈને એ તુંબડાં ઉપર બેશી નદી પાર ઉતરેછે; આવાં એ દુધીથી મોટા કામો થાયછે. દુધીના બીયાં સુકવીને તેનું તેલ કાઢેછે કે જે તેલ વૈદ્ય લોકો રોગી માણસોને દવાની સાથે ખાધામાં તથા ચોપડવાના કામમાં લાવેછે.

## વેંગણાં.

વેંગણાનું ઝાડ બારે માસ થાયછે, તોપણ વેંગણાની મોસમ કારતેગથી તે વૈશાખસુધી હોયછે. આ ફળ ભરતખંડ માહેલા સઘળા બાગોમાં પાકેછે. વેંગણાનાં બીયાં

આશ્વિન મહીનામાં રોપેછે. એનો રોપો નાનો હોય, ત્યારે ખાતર નાખ્યું હોય, તો વેંગણાનો પાક સારો થાયછે. આ ઝાડ નાનું હોયછે ત્યારે હમેશ તેને પાણી પાયછે; પછી તેને ફુલ આવીને ફળ થવા માંડયાં એટલે એકાંતરે તથા બે દહાડા પછી પાણી પાયછે. વેંગણાના ઝાડને કાંટા હોયછે અને તે બે અથવા હડી હાથથી ઉંચું વધતું નથી.

વેગણની તરકારી વીશે કોઇને ખબર નથી એવું નથી, માટે એનું વધારે વર્નન કરવાની કાંઈ જરૂર નથી. જુદી જુદી જાત પ્રમાણે તેના સ્વાદમાં પણ થોડો ભેદ હોયછે. કુમળુ વેગણ ખાધામાં પથ્થકરછે. ઘરડું થયું એટલે તેમાં બીયાં થાયછે, ત્યારે તે ખાધું હોય, તો તેથી ઉપદ્રવ થાયછે. વેંગ-ણની તરકારી બનાવેછે, અથવા તેને કાપી કાતરી કરીને ઘીમાં તળી ખાયછે, તથા વેંગણાનું કેટલાએક તો ભરત કરીને પણ ખાયછે. સંસ્કૃતી વૈદાના ગ્રંથમાં એવો લેખ જોયામા આવ્યોછે કે બીમાવાળું વેંગણ જો ખાધામાં આવ્યું હોય તો તેથી જેહેરના જેવો ઉપદ્રવ થાયછે. આ વેંગણ ગોવામાં ઘણાં થાયછે.

## ભીંડા.

ભીંડા બીજી તરકારીના ફળો જેવા વરસાદમાં તથા ઉન્હાળામાં પાકેછે. આ ફળ કોઈ કોઈ ઠેકાણે બારો માસ પાકેછે, પણ જેષ્ટ અને આષાડ મહિનામાં ઘણું કરીને ભીંડાનો પાક થતો નથી; કારણ કે એના પાકને ઝાકળ ઘણી માફકછે. ભીંડાનું બી મૃગશારના વરસાદમાં રોપેછે,

અને એના રોપા ઉપર શ્રાવણ, ભાદરવો અને આશ્વિન મહિના સુધી ભીંડા આવેછે. ભીંડાને રાખનું ખાતર નાખવું જોઇયેછે. એના ઝાડને ફુલ આવવાની વખતે બરોબર પાણી ન મળ્યું તો તે ચીમડાઈ જાયછે, અને તેના પાત્રાંમાં કીડા ઉત્પન્ન થાયછે, તેથી તે મરડાઈ જાયછે; પછી તે પાત્રાંપર થોડી રાખ છાંટેછે એટલે પાત્રાં અને ઝાડ સારાં થાયછે.

ભીંડાના ઝાડને સારી જમીન, સારી ઝાકળ, અને માફકસર પાણી મળ્યું હોય તો ભીંડાનો પાક ઘણો થાયછે. આ ઝાડનો પ્રકાર એવો છે, કે એને જે ફુલ આવે તેનાજ ફળ અથવા ભીંડા થાયછે. એક એક ભીંડો પોણો હાથ લાંબો હોયછે. ભીંડાં આ ફળ સ્વચ્છ, પુષ્ટિક અને સ્વાદિષ્ટ છે. ભીંડાની તરકારી, ભજીયાં, રાયતું અને કાચરી કરેછે; અને કેટલાક ઘીમાં તળીને ખાયછે. ભીંડા પુષ્ટિક છે, માટે કેટલાક લોકો કુંમળા ભીંડાને સવારના પોહોરમાં કાચા ને કાચાજ ખાયછે.

---

## મુંબઈ ટાપું.

આ ટાપુનું નામ કોણે આપ્યું તથા આ નાંમ કેમ નિકળ્યું? એ વિશે જુદાં જુદાં ત્રણ મતો છે. કેટલાએક એવું કેહેછે કે એ નામ પોર્ટુગિજ યાને ફિરંગીએ આપેલુંછે, કાંકે મુંબઈ અથવા "બોમબાઈમ" એ ફિરંગી

જબાન છેઃ એનો અર્થ એટલો છે કે સારૂં બંદર. મુંબઈ એ પ્રમાણે આખા હિંદુસ્થાંનમાં એક સારૂં બંદર કેહેવાયછે. વળી કેટલાએક કેહેછે કે "મુંબાદેવી" નામે જે એક ડેહેરૂં છે કે જે આ ટાપુમાં અસલના વખતથી છે, તે ઉપરથી આ નામ આપેલુંછે. વળી ત્રીજી તરફથી એવું કેહેવામાં આવેછે કે આ બોલ તદન મરાઠી ભાષાનોછે, અને માહાદેવની બાયડી પાર્વતિનું નામ છે; કાંકે તેણીએ "મુમ" અથવા "મુમ્બા" નામના દેવને આ ટાપુમાં મારી નાખ્યો હતો અને "બાઈ" એટલે શેઠાણી, એ પ્રમાણે એ ટાપુનું નામ આપેલું છે.

હરેક મુસાફર પારકા દેશથી વાહાણ અથવા આગબોટમાં બેશીને મુંબઈ તરફ આવતો હોય, તે જેવો મુંબઈના બારામાં દાખલ થાય, તેવુંજ તેને તે વાહાણના તુતક ઉપરથી વાલકેશ્વરની લાંબી નિચી ટેકરીઓ, અને તેના છેડા ઉપર એક વાવટાકાઠી જોવામાં આવેછે. ઉત્તરનો ભાગ નાળિયેરીના ઝાડોથી તદન ભરાઈ ગયેલો હોયછે, અને દક્ષિણ દિશાયે દીવાદાંડીનું મથક જણાયછે, કે જે દીવાદાંડીને કોલાબાની દાંડી કરી કેહેછે. ઉગમણ-તરફ ઘણીએક ટેકરીઓ આવેલી દેખાયછે કે જે ટેકરીઓ સંહ્યાદ્રિપર્વતનો અથવા પશ્ચિમઘાટનો એક ભાગ છે. તે તરફ અનેરી કનેરી, દીવ દેવડું, આંગરિયાનુ કોલાબું વગેરે જોવામાં આવેછે. અનેરી કનેરી એ આગળ દરિઆઈ લુટારાઓનું રહેઠાણ હતું, અને તેમાં જંજીરાના હબશીઓ હાલસુધી રેહેછે. આગળ ચાલતાં તેને કોલાબાનો ટાપુ, તેની લાંબી અને નિચી બરાઓ, બાગ બગિચા, મોટું

દેવલ, પારશિઓની અગ્યારી; રિચીનો ડંકો, ગ્રાંડબિલડિંગ, રૂની ગાંસડીઓ દાબવાના કારખાંનાઓ, અને છેલ્લે કોલાબાનો પુલ એ સઘળું જોવામાં આવેછે. એ કોલાબાના બે ભાગો કીધાછે; એક નાનું કોલાબું અને બીજું મોટું કોલાબું. નાના કોલાબાનો મોટો ભાગ રૂના વ્યાપારનું એક મોટું મથક છે. મુંબઈના બંદરમાં વાહાણ ઉપરથી ઉતરતાં આપણી નજરે ગોદી, અને સેંટ એન્ડ્રુસનું દેવલ જણાયછે. મુંબઈમાં જે જગો ઉપર અસલ કોટ બાંધેલો હતો, તે કોટ હવડાં ભાંજીને તેની સપાટ જમીન કીધેલી જોવામાં આવેછે, કે જે જમીન ઉપર હવેથી સરકારી તથા વેપારી તથા બીજા ધંધાદારી ગ્રહસ્થોની એક સરખી બાંધણીની ઇમારતો બાંધવાનો વિચાર ચાલેછે. તેનું નાંમ આપણા હાલના ગવરનર સાહેબનાં નામથી "ફ્રિયરટાઉન" આપવાની સત્તાવાળાઓની ધારણાં છે કાંકે આ નવો મોહોલ્લો આ શુબાની કારકીર્દિમા બંધાશે. આગળ ચાલતાં આગલા વખતના કોટની જગોની ઉગમણ દિશાયે મુંબઈનો કિલ્લો, ટંકશાળ, મોદીખાંનું, ટાઉનહાલ, અને ગ્રીનચોક કે જેને "એલ્ફિન્સ્ટન સરકલ" કરીને કેહેછે. વળી તેથી આગળ ચાલતાં સેન્ટ ટાંમસનું દેવલ, ઇંગ્રેજ બજાર, અને મુંબઈ બેંકની ઇમારત જોવામાં આવેછે. ત્યાર પછી આગળ ચાલતાં જરથોસ્તીઓની વસ્તીઓના મોટા મોહોલ્લાઓ તથા મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટના રેહેવાનો સુંદર મેહેલ જોવામા આવેછે.

વળી તેની આગળ ચાલતાં આગલા કોટની હદની બાહાર

પશ્ચિમદિશા તરફ મોટું મેદાન નજર આવેછે, કે જ્યાં સં-
ઘળા લોકો તેમાં ઘણું કરીને પારસીઓ સાંહાંજની વેળાએ
હવા ખાવાને જાયછે. ત્યાંથી ઉત્તરદિશાયે આગળ ચાલતાં
ધોબીતળાવ અને ચંદનવાડીનો રસ્તો આવેછે કે જ્યાં ફરાં-
મજી કાંવસજીનું તળાવ તથા "ઇન્સ્ટીટ્યુટ" નજર આવેછે.
તેની સામા "મની સ્કુલ" નાંમની એક મોટી ઇમારત
નજર આવેછે; અને ત્યાંથી આગળ ચાલીયે તો વસ્તીવાળા
મોહોલ્લાઓ નજર પડેછે. ઉગમણુદિશા તરફ આગળ ચાલતાં
માંણેકજી શેઠનો ડુંગર, મજગાંમની ટેકરી, ચિંચપોગળી,
અને શીવરી જવાનો રસ્તો આવેછે. પશ્ચિમદિશા તરફ
તાડદેવ, માહાલક્ષ્મિ, વાલકેશ્વર, તથા ત્યાંના કેટલાએક
સાંચાના કારખાનાંઓ, સુંદર ડેહેરાંઓ જોવામાં આવેછે.
આગલા વખતમાં માહાલક્ષ્મિના હિંદુના ડેહેરાંથી તે પાય-
ધોણીસુધી પાંણી હતું. એ પાંણી ભોંયખળાની સપાટ
તથા બીજાશીસ અને ગ્રાંટરોડના રસ્તાને ધોઇને એતવાડી,
ડંકનરોડ, તથા ભિંડીબજાર તરફ આવતું હતું. મેહેમ અને
પરેલથી મુંબઈ આવતાં શાહાદારીઓને પાયધોણીવાળી
જગો ઉપર કાદવ અને કિચડમા થઇને આવવું પડતું હતું.
તેઓ પોતાના પગ એ પાયધોણી આગળના પાંણીનાં
ખાબોચિયાંમાં ધોતા હતા, તેથી તે જગોનું નાંમ હાલસુધી
"પાયધોણી" અથવા પગ ધોવાની જગો એવું આપેલુંછે.

ઉગમણુ દિશા તરફ મસજીદ બંદરથી તે મજગાંમની
ટેકરીસુધી દરિઆનું પાંણી આગલા વખતમાં ફરતું હતું
તે પાંણી માંણેકજીશેઠના ડુંગરની આસપાસ થઇને
જુની તુરંગની થોડએક છેટેસુધી વેહેતું હતું. ત્યાં ગાં-

મહી મછવાઓ તથા નાના બતેલાઓ જઈ શકતા હતા, પણ હવે તે હિંગાંમ હાલમાં સઘળો બદલાઈ ગયોછે. માત્ર ઉમરખાડીનું નામજ હાલ રહી ગયેલું છે. ઉગમણદિશા તરફ આગા મહમદ રહીમ શીરાજીની સ્થાપેલી ગોદી જોવામાં આવેછે, કે જે હાલમાં "પીનિનસુલા અને ઓરીયન્ટલ સ્ટિમ નાવિગેરાન" નામની કંપનીના સ્વાધિનમાં છે. એજ ઉગમણદિશાએ ચિંચબંદરથી તે મટુંગાસુધી દરિયા કાંઠો આવેલો છે, અને મટુંગાની ઉત્તર દિશાયે સિમનું ગાંમડું આવેલું છે. સીમ આ બોલનો અર્થ હદ કરી થાયછે એટલે તે જગોએ મુંબઈ ટાપુની હદ પુરી થઈ એવું કેહેછે. વળી ત્યાંથી દરિયાનો સાંકડો કાંટો ઓળંગિયે તો છાસ્ટિનો ટાપુ આવેછે. એ દરિયાના કાંટામાંથી હાલ એક મોટો પુલ બાંધેલો છે કે જેને "સીમનો પુલ" કરીને કેહેછે. આ પુલનું કાંમ સંવત ૧૮૬૯ માં યાને ઇસવી સન ૧૮૧૩ માં જ્યારે આ દેશમાં મોટો દુકાળ પડયો તે વેળા ઈંગ્રેજ સરકારથી શરૂ કરવામાં આવ્યું હતું.

ત્યાર પછી કેટલીક મુદતે આપણા ધર્માતુ સર જમશેદજી જીજીભાઈ પેહેલા બારોનેટની ધણીઆણી લેડી આંવાંબાઇનિ ખરચથી મેહેમના પુલનું કાંમ શરૂ થયું હતું. એ બે પુલોથી રાહાદારીઓને ઘણોજ ફાયદો થયોછે, અને સીમ તથા મેહેમની તરો નિકળી ગયાથી કેટલાક પ્રાંણીઓનો જીવ બચ્યોછે. આ પુલોની પડોસમાંથી હાલમા અગ્નિરથની નામીચી બે કંપનીની લોહોડાની બે જુદી જુદી સડકો પસાર થવામાં આવીછે.

મુંબઈનો દેખાવ જો કોઇ આજ સો વરસ ઉપર કેહે-

નારો પોતાની ઘોરમાથી ઉઠીને જોય તો તેને મુંબઈની હવડાંની હાલત ખરેખર અચરતીમાં નાખશે, અને આગલી રોગિષ્ટ મુંબઈ ગોરા લોકોની કબરસ્થાન એવાં નામથી ઓળખાતી હતી તે એજ મુંબાઈ એવું કબુલ કરવાને આચકો ખાશે.

મુંબઈ શેહેર આગલા વખતમાં એટલું તો રોગિષ્ટ અને ખરાબ હવાવાળું હતું કે લોકો તેનો ઘણો ધિક્કાર કરતા હતા, અને ચોમાસાના દિવસો ઉપર તો આ શેહેરમાં કોઈ રહી શકતું નહીં હતું. પણ મુંબઈની હાલની સારી હવા અને રેહેવા લાયકની જગો થવાનું સઘળું માન માજી ઈસ્ટ ઈંડિયા કંપનીને ઘટેછે કે આ રોગિષ્ટ જગોને સુધારીને સારી સ્થીતીમાં આણી હતી.

મુંબઈ શેહેર આગલા વખતમાં ફીરંગીના હસ્તકમાં હતું અને એ ટાપુ પોર્ટુગાલના પાદશાહે પોતાની છોકરી કેથેરીનને ઈંગ્લાંડના પાદશાહ બીજા ચાર્લસ સાથે પરણાવી તેની રીતમાં તારીખ ૨૩ મી જુન ઈસવી સન ૧૬૬૧ ના સાલમાં આપ્યો, અને તેણે આ ટાપુ ઈસ્ટ ઈંડિયા કંપનીને ઈસવિ સન ૧૬૬૮ માં હવાલે કીધો. ત્યાર પછી તારીખ ૧ લી નવેમ્બર સને ૧૮૬૯ માં જ્યારે માહારાણી વિકટોરિયાએ હિંદુસ્થાનનો સઘળો મુલક ઈસ્ટ ઈંડિયા કંપની પાસેથી પોતાના સ્વાધિનમાં લીધો, તે વખતથી આ ટાપુ સઘળા મુલકો સાથે એ માહારાણીના અમલ તળે આવ્યો. સારાં ભાયગે આ માહારાણીના અમલમાં કેટલાક બનાવોથી આ ટાપુનો સુધારો દિનપરદીન વધારે થતો ગયો, અને ગવરનર સર બારટલ

ફ્રિયરની કારકીર્દિમા આ ટાપુના સુધારાના કામની ઘણીક ગોઠવણો હાર પડી.

---

## माहाराणीजीनी गरबी.

અચળ કરૂણા કુશળ વિધવિધ સંહાર
હામ વિજયાકુંવરી અમરવેલ કૃપાનાથ અખંડ
સોહાગ પરિવાર દીપાવડી સમાજ અફળ

અમે ઇશ્વર માગીએ એટલું,
વડી પ્રેમવાળી ઘણા વર્ષ જીવો વિક્ટોરીઆ;
તમે આપો કૃપા કરી તેટલું,
પૂરો હેડામાં પામીએ હર્ષ; જીવો૦ ૧.
એનો અચળ અમલ અમપર હજો,
કરજો કરૂણાથી કુશળ કલ્યાણ; જીવો૦ ૨.
દિનદિન ચઢતી કળાને દોલત થજો,
વળી વિધ વિધ પામો વખાણ; જીવો૦ ૩.
એના સબળા શત્રુને સંહારજો,
થાજો દુષ્ટના અફળ ઉદ્યોગ; જીવો૦ ૪.
વિજયાકુંવરીનો વિજય વધારજો,
જે છે જગતપતિપણા જોગ; જીવો૦ ૫.
ઇશ્વર અખૂટ દોલત એને આપજો,
સર્વે સમયમાં રહેજો સહાય; જીવો૦ ૬.
એના કષ્ટ કૃપાનિધિ કાપજો,
જેનો જશ ઘણો જગમાં ગવાય; જીવો૦ ૭.

જેના રાજથી જન સુખીઆં થયાં,
હજો એનો અખંડ સોહાગ; જીવો૦ ૮.
દુખ જુલમના જેથી મટી ગયાં,
ઉપજ્યો અંગ ઉમંગ અથાગ; જીવો૦ ૯.
આખા જગમાં અચળપણું પામજો,
એનો નિર્મળ ન્યાય સદાય; જીવો૦ ૧૦.
એનો સુજશ સંસારમાં જામજો,
જેથી ગુણીજન ગ્રંથમાં ગાય; જીવો૦ ૧૧.
દયાવંત દિસેછે દીપાવડો,
જેનો સદગુણી રાજસમાજ; જીવો૦ ૧૨.
એને ચોગણી હામ ચિત્તે ચઢો,
એની રક્ષા કરો મહારાજ; જીવો૦ ૧૩.
જેમ અમર વેલી વધે બહુ બહુ,
એમ વધજો એનો પરિવાર; જીવો૦ ૧૪.
કહે દલપતરામ સજન સહુ,
કહો કુંવરીનો જયજયકાર, જીવો વિક્ટોરીઆ. ૧૫.

## શેહેરોમાં પાણીની રસદ તથા તેની વેંહેંચણ.

મોટાં મોટાં શેહેરોમાં પાંણીની રસદ અથવા આંમદાની શી રીતે થાયછે, અને તેની વેંહેંચણ શી રીતે થાયછે, એ વાત માંણસોને લક્ષમાં આંણવા જોગ છે. પેહેલાં એક મોટો હોજ હોયછે; તેમાંથી શેહેરના મોહોલ્લાઓમાં કેટલા-એક મોટા નળો જાયછે; પછી એ નળોમાંથી શેરી

શેરીએ પાણી જવા જેવા ફાંટા નિકળેછે. ફરીને શેરીઓના ફાંટામાંથી ફળિયે ફળિયે અને ગલિયે ગલિયે નાના નાના ફાંટા જાયછે; છેલ્લે ઘેરે ઘેર સિસાંની એક એક નાની નળી જાયછે, અને જોઈતી હોય તો તે નળી પોતાનું સુંદર ભરતિયું, એટલે પાણી હરએક ઓરડા ઓરડીમાં લઈ જાયછે.

પાણી લાવવાસારૂ જેવો નળ, નળના ફાંટા, અને નળિયોનો બંદોબસ્ત કરેલોછે, તેવોજ કચરાળું પાણી જવા સારૂ મોરીઓ, નાળાં, અને નિઓનો બંદોબસ્ત કરેલો હોયછે. એઓ વડે તે પાણી સમુદ્રનું જે મોટું પાણીનું કારખાનું, તેમાં શુદ્ધ થવા સારૂ જાયછે.

શેહેરોમાં પાણી લઈ જવા સારૂ અસલના વારાના લોક મોટા મોટા પુલો ઓલાણમાં બાંધતા હતા. પૃથ્વી ઉપર કેટલેક ઠેકાણે એવી ઈમારતો હજુ સુધી છે; ઘણું કરીને એ ઈમારતો ચીન દેશમાં જણાયછે. પણ પાણી નળ વડે લઈ જતાં વચમાં ઊંડા ઓલણ આડાં આવતાં તો પણ તે ઉગમની ઊંચાઈ જેટલું ચઢેછે. એવો પાણીનો સ્વભાવ લોકોના જાણ્યામાં આવ્યાથી ઉગમથી શેહેરની મુખ્ય ટાંકીસુધી પાણી લઈ જવા સારૂ એક મોટો નળ કર્યો એટલે થયું, એ રીતે બનેછે.

મુંબઈ શેહેરના લોકોને સારૂ સ્વચ્છ પાણીની આમદાનીનું સુખ એટલું ભોગવવામાં આવેછે કે, નિત્યના નિયમ પ્રમાણે દહાડો ઉગેછે, તથા ઉનાળામાં તડકો પડેછે, એ વાતનું જેમ તેમને અચરત લાગતું નથી તેમ એનું પણ અચરત લાગતું નથી. પણ આગલા વખતનો

વિચાર કરિયે તો વધતી વધતી આવેલી જે કળા કૌશલ્યની વિદ્યાના આપણે કેટલા બધા ઉપકારી છીએ, એ વાતનો આપણને બોધ થાયછે.

પાણીની તંગીને લીધે; અને કચરો વધ્યાને લીધે રોગનો ફેલાવો ઘણીવાર થાયછે; અને પાણીની રસદ વખત સર પોહોંચી હોત તો જેનો બચાવ થાત, એવાં કેટલાંક શેહેરો આગથી બળીને રાખ થયેલાંછે.

હાલના વખતમાં જે પુષ્કળ પાણીના સુખનો ઉપભોગ આપણે મનમાં કિમત ધાર્યા વગર કરીએછીએ, તે સુખની યોગ્યતા કેટલી છે, એ વાત જે એશિયાખંડની અથવા આફ્રિકાખંડની રેતાળ જમીન, જ્યાં સોનાની ખાણ કરતાં કુવાની યોગ્યતા વત્તી છે, ત્યાં ફરેલાછે, અથવા વાહાણ ઉપર જેઓ કેટલાક મહીના રહેલાછે તેઓજ માત્ર જાણેછે.

## ભુગોળવિદ્યા—ભાગ ૧.

જે પૃથ્વી ઉપર આપણે રહિયેછીએ તે બીજા કેટલાક ગ્રહો કરતાં નાની છે. એનો ઘેરાવો ૨૫૦૦૦) માઇલિનો છે.

એનો આકાર ગોળ નારંગીના જેવો છે. તેની સાબેતીના ઘણાએક દાખલાઓ છે. જેમકે એક સફરી વાહાણ મુંબ-ઇનો કિનારો છોડી પશ્ચિમદિશાએ જાય તો તે વાહાણ પોતાની ઉપર કહેલી દિશા છોડયા વગર પાછું મુંબઇ આવશે. આવી રિતની સફર "મેગેલન અને ડ્રેક" એઓએ પોતાના દેશના

એક કિનારાથી નિકળીને ફરીછે. બીજો દાખલો એ જે મુંબઇના બારામાં એક વાહાણ આવતું હોય ત્યારે જો આપણે દરિયે કિનારે ઉભા રહિયે ત્યારે તે આવતાં વાહાણનું ડોલ પેહેલું દેખાશે, પછી તેનો વચલો ભાગ દેખાશે, અને છેલ્લે તેનું તળિયું દેખાશે. વળી ત્રીજો દાખલો એ જે પૃથ્વી ઉપર એક સરખા વખતે સૂર્ય ઉગતો નથી. કોઈ જગો ઉપર સવાર હોય તો કોઈ જગોએ સાંહાંજ હોયછે. જુદી જુદી જગો ઉપર જુદો જુદો વખત હોયછે. જો પૃથ્વી સપાટ હોત તો એવું થાત નહીં. વળી પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર પડવાથી ચંદ્ર ગ્રહણ થાયછે. હવે એ છાયા હમેશ બધી વખતે અને બધી સ્થીતિમાં ગોળ દેખાયછે, માટે શાબીત થાયછે કે એ છાયાનું મૂળ પદાર્થ પૃથ્વી તે ગોળાકાર હોવી જોઈયે.

પૃથ્વી ઉપર ઘણા દેશોછે. તેમાં જુદી જુદી જાત અને શિકલના લોકો વશેછે. તેઓ જુદી જુદી જાતની ભાષાઓ બોલેછે; તેમજ જુદી જુદી જાતના જાનવરો, તથા ઝાડો હોયછે. જેમકે કોઈ દેશમાં ગોરા લોકો વસેછે, તેમજ કોઈ દેશમાં કાળા અને ગહુંવર્ણ રંગના માણસો હોયછે; તેમજ સિંહ, વાઘ, હાથી, ઊંટ વગેરે મોટાં જાનવરો હોયછે. આંબો, વડ, પીપળો, ખજુરી, તાડ વગેરે મોટાં ઝાડો હોયછે. દેશે દેશના ફળ, મેવો, તથા અનાજ પણ જુદી જુદી જાતના હોયછે. કેટલાક દેશોમાં મોઠી નદિયો, પહાડો, મેદાનો, સરોવરો હોયછે, અને કેટલાકમાં મોટા પાણીના ધોતો, બળતા પાહાડો તથા ઉના પાણીના કુંડો હોયછે. દરિયાના પાણી ખારાં હોયછે, અને નદીના પાણી ઘણું કરીને મીઠાં હોયછે. દરીયાનું પાણી ખારૂં બનાવ-

વવામાં પરમેશ્વરનું મોટું ડાહાપણ છે. એમાંથી મીઠું નિકળેછે કે જે માણસોના સઘળા ખોરાકોને સ્વાદ આપનારી ચીજ છે. બલકે આપણી તંદુરસ્તી અને લોહીને સાફ રાખવાને સારૂ એ એક મુખ્ય ચીજ છે. જે દેશમાં નદીઓ હોયછે તે દેશ આબાદ અને ફળવંત કેહેવાયછે; તે પહાડ અથવા સરોવરમાંથી નિકળીને ઢળતી જગો ઉપરથી વહી દરિયાને મળેછે. નદી જ્યાંથી નિકળેછે ત્યાં તેનો પટ ઘણો નાનો હોયછે, પછી જેમ જેમ આગળ વધીને સમુદ્રને મળેછે તેમ તેમ તેનો પટ એઠલો તો મોટો હોયછે કે તેના ઉપર મોટાં મોટાં વાહાણો તરી શકેછે. દેશે દેશ પ્રમાણે હવામાં પણ ફેર હોયછે. કેટલાક દેશમાં ઘણી ગરમી પડેછે. કેટલાક દેશમાં ઘણી ઠંડી હોયછે. કેટલીક જગો ઉપર ઠંડી અને ગરમી મધ્યમ હોયછે. આપણો દેશ જેમ ગરમ છે, તેમ ઈંગ્લાંડ, રૂશીઆ વગેરે દેશોમાં ઘણી ઠંડી પડેછે. ત્યાં નદીનું તથા દરિઆનું પાણી ઠરી જાયછે તેને બરફ કરીને કેહેછે.

## ભુગોળવિદ્યા.—ભાગ ૨.

પૃથ્વી ઉપર કોઈ જગોએ પાણી અને કોઈ જગોએ જમીન હોયછે તેમાં જમીન કરતાં પાણી વધારે છે. ત્રણ ભાગ કરીએ તો બે ભાગ પાણી અને એક ભાગ જમીન છે. જમીન અને પાણી ઓળખવાને વાસ્તે ભુગોળમાં તેમનાં નામો જુદાં જુદાં આપ્યાંછે. જમીનને વાસ્તે માહાદ્વિપ,

ખંડ, દેશ, પ્રાંત, શેહેર, પ્રગણા, ગામ વગેરે. તેમજ પાણીને વાસ્તે મહાસાગર, સાગર, સમુદ્ર, અખાત, ઉપ-સાગર, સરોવર, નદી વગેરે છે.

પૃથ્વી ઉપર જગો જાણવાને વાસ્તે ચાર દિશાઓ કલ્પેલીછે. તેઓના નામ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, અને દક્ષિણ. જે દિશાએથી સૂર્ય ઉગતો દીસેછે તેને પૂર્વ જાણવી, તેમજ જે દિશા તરફ સૂર્ય અસ્તપામેછે તેને પશ્ચિમ જાણવી. પૂર્વદિશા તરફ મોહો કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફ ઉત્તરદિશા અને જમણા હાથ તરફ દક્ષિણદિશા જાણવી. નકશા ઉપરથી દિશા સમજવી હોય તો નકશો આપણી સામા રાખીને જમણા હાથ તરફ પૂર્વ, ડાબા હાથ તરફ પશ્ચિમ; ઉપરનો ભાગ તે ઉત્તર અને હેઠળનો ભાગ તે દક્ષિણ જાણવો. વળી એ ચારે દિશાની વચમાંના ખુણાઓને ઈશાન, અગ્નિ, વાય્વ, અને નઈરૂત એવા ચાર ખુણા કરીને કેહેછે. ઉત્તર અને પૂર્વની વચમાંનો જે ખુણો તે ઈશાન, ઉત્તર અને પશ્ચિમની વચમાં વાય્વ, તેમજ પશ્ચિમ અને દક્ષિણની વચમાં નઈરૂત, અને પૂર્વ અને દક્ષિણની વચમાંના ખુણાને અગ્નિકોણ કરીને કેહેછે.

પૃથ્વી ઉપર જુનો અને નવો એવા બે માહાદ્વિપ છે, અથવા તેઓને પૂર્વ અને પશ્ચિમ ગોલાર્ધ કરીને કેહેછે. પૂર્વ ગોલાર્ધમાં યુરોપ, એશિયા, આફ્રિકા અને આસ્ટ્રેલિયા એવા ચાર ખંડો અને પશ્ચિમ ગોલાર્ધમાં માત્ર અમેરિકાખંડ આવેલોછે. અમેરિકાખંડને કોઈ વખતે નવી ભૂમી કરીને કેહેછે. કારણ કે આ ખંડનો શોધ કોલમબસ

નામના વાહાણવટીએ ઈસ્વી સન ૧૪૯૨ માં કર્યો. તે પેહેલાં એ ખંડની કશી ખબર નોહોતી. જુના માહાદ્વીપના ખંડના લોકોને અસલથી એક બીજા સાથે વેહેવાર હતો માટે તેઓને જુની ભૂમી કરીને કેહેછે.

પૃથ્વી ઉપર મોટા પાંચ માહાસાગર છે, તેઓનાં નામ પાસિફિક, આટલાન્ટિક, હિંદી, ઉત્તર, અને દક્ષિણ. પાસિફિક માહાસાગર એશિયા અને અમેરિકાની વચ્ચે છે. આટલાન્ટિક માહાસાગરની એક તરફ અમેરિકા અને બીજી તરફ યુરોપ અને આફ્રિકા એ બેઉ છે. હિંદી માહાસાગર એશિયાની દક્ષિણે છે. ઉત્તર માહાસાગર ઉત્તર ધ્રુવની આસપાસ છે. અને દક્ષિણ માહાસાગર દક્ષિણ ધ્રુવની આસપાસ છે.

## ભૂગોળ વિદ્યાનો ગરબો.

સુણો સાહેલી, ધરતી કેરી વાતો આપણ કીજીએ ।।
ભુગોળ તણી, વિદ્યા શિખી સારી સમજણ લીજીએ. ટેક ।।

આ પૃથ્વી છે ગોળાકારે
તે નારંગીને આકારે
વળી રહેલીછે વણ આધારે. સુણો૦ ૧.

ગતિ બેમા ફરતી નિરધારી
તે ગતિમા જોર ઘણું ભારી
રહીં આકર્ષણને અનુંસારી. સુણો૦ ૨.

વિસ્તારી વ્યાસ કહું એનો
ઓગણ્યાસીરોંપર બાર ગણો
એ દક્ષિણ ઉત્તર મેલ ભણો. સુણો૦ ૩.

પૃથ્વીનાં વાંટા ત્રણ માની
બે વાંટા જળમાં રોકાંણી
સ્થળ એક ભાગ બોલે ગ્નાની. સુણો૦ ૪.

જળ ભાગ માહા સાગર જાણો
એ પાંચ ભાગમા વેંહેચાણો
કહું તેના નામો મન આંણો. સુણો૦ ૫.

પાસિફિક માહા સાગર બહુ મોટો
એમાં બેટાનો છે નવ તોટો
નિશ દીન નૌકા દેછે દોટો. સુણો૦ ૬.

આટલાંન્ટિક માહાસાગર બીજો
હિંદુ માહાસાગર છે ત્રીજો
તે નકસામાં જોઈ બહુ રીઝો. સુણો૦ ૭.

ઉત્તર માહાસાગર ઉત્તરમાં
દક્ષિણ માહાસાગર દક્ષિણમાં
ત્યાં તાહાડ ઘણી લાગે તનમાં. સુણો૦ ૮.

સ્થળમાં માહાદ્વિપો બે કહીએ
જુનો જેમાં આપણ રહીએ
અમેરિકા નામ નવો લહીએ. સુણો૦ ૯.

જુનાંમાં ખંડો ત્રણ જાંણો
એશિઆ ને યુરોપ મન આંણો
આફ્રીકાખંડ ત્રીજો માનો. સુણો૦ ૧૦.

ખંડ અમેરિકા ચોથો એની
કરી તપાસ અમેરિકે તેની
પડયું નામ અને કીર્त્તી તેની. સુણો૦ ૧૧.
અમેરિકાના બે ભાગ કરી
ઉત્તર દક્ષિણ વળી નામ ધરી
વસ્યા યુરોપીઅન તે માંહે [1]ગરી. સુણો૦ ૧૨
આસ્ત્રલેશિઆના બેટ ઘણાં
જુજુઆં નાંમો છે તેહ તણા
મોટા આસ્ત્રલીઆ નાહી મણાં. સુણો૦ ૧૩.
પાસિફિકમાં બેટ જથો સોહીએ
પોલીનિશિઆ નામે તે કહીએ.
બેટ ઓાહ હિયા રાબો હઈએ. સુણો૦ ૧૪.
આ ધરતીપર જે ઠામ હશે
જોવા અક્ષાંશે રેખાંશે
શક મનમાં સરવે દૂર થશે. સુણો૦ ૧૫.
જે છોડીઓ આ ગરબો ગાશે
તે ચઢતી જાશે અભ્યાશે
જોઈ મેહેતાજી રાજી થાશે. સુણો૦ ૧૬.

---

[1] ગરી એટલે પેશવું.

# પર્વત, સરોવર, અને નદીઓ.

પરમેશ્વરે સૃષ્ટીનું જે બંધારણ બાંધ્યું તેમાં પર્વત, સરોવરો, અને નદીઓ, એઓથી અનેક કામો થાયછે; અને તે કામોમાં તેઓનો પરસ્પર પાસેનો સંબંધ હોયછે. તેઓ સર્વ, પણ વિશેષ કરીને તો નદીઓ, માણસને બહુ કામ આવેછે. પર્વત તો નદીઓના પિતા થાય; તથા સરોવરો નદીઓના પ્રવાહને કાએદામાં રાખનારાં છે.

પર્વતના ઉંચા ઉંચા શિખરો મેઘને (વાદળાંને) પોતાની તરફ ખેંચી લઈને ફોડેછે. તેઓ એમ ન કરત તો જમીન સારી પકવવાને સારૂ જે વરસાદ જોઈયે તે વરસ્યા વગર તેમજ ઉપરનો ઉપર જતો રેહેત.

વસંત રૂતુમાં જ્યારે પાણીનો ખુટકો પડેછે ત્યારે ખપમાં આવવા સારૂ પર્વતોના શિખરો ઉપર પડેલો મેઘ બરફ થઈને જમેછે, તે જરીએક હવા ગરમ થઈ એટલે ઓગળીને પાણી થઈ જાયછે. તે પાણી ખડકોની ફાટોમાં તથા પોચી જમીનની તડોમાં સમાઈ જાયછે, તેણે કરીને આખા ઉન્હાળામાં ઝરામાંથી ટાઢું પાણી વેહેતું રેહેછે.

સરોવરો જો ન હોત તો પર્વતો ઉપરથી જે નદીઓ વેહેતી આવેછે, તેનાં પાણી ફોકટ જાત; અને તેઓના પ્રવાહના વેગથી મોટી ખરાબી થાત. એ અનર્થ સરોવરો છે તેથી થતો નથી.

એ પ્રમાણે પર્વતો અને સરોવરો શોભીતા અને કામના છે ખરા, તોપણ શોભા વિષે અથવા ઉપયોગ વિષે તેમની નદીઓ સાથે બરોબરી થવાની નહીં. પર્વતો અને સરો-

વરે પોતપોતાને ઠેકાણે નિશ્ચળ છે. નદીઓ તો નિરંતર વહ્યાજ કરેછે. તેઓ જીવંતપણાની નિશાનીઓ છે, તેઓ માણસના ખટપટિયા ચાકર છે, અને તેઓ માણસોને જવા આવવાનું એ કારણ માટેજ વિદ્યા પ્રસારનું ઘણું મોટું સાધન છે.

ઇશ્વરે જે તર્કશક્તિ માણસને આપી તેનો [1]પ્રાદુર્ભાવ માણસોએં પ્રથમ જે સ્થળે કર્યો, તે સ્થળો નદીઓને તીરે હતાં; એટલે નદીઓને તીરે રેહેનારા માણસો પેહેલ વેહેલાં વિદ્યા સંપન્ન થઇને સુધર્યા.

હિંદી મહાસાગર ભણી વેહેતી જઇને તે સાથે મળનારી યુફ્રેટીસ નદી જો ન હોત, અને ભૂમધ્ય સમુદ્ર ભણી વહીને તેને જઈ મળનારી એવી નાઇલ નદી જો ન હોત, તો કયાલડિઅન લોકોની વિદ્યાનું અને મિસર દેશના લોકોના ડાહાપણનું તેજ કદી પડયું ન હોત. અને જે પશ્ચિમ ભણીના દેશ માંહેલા લોકોને તે બેઉ લોકોથકી વિદ્યાના મૂળ તત્વો અને વિદ્યાભ્યાસ કરવાની ઉમંગ પ્રાપ્ત થઇ, તે લોકો આસ્ત્રેલિયા દેશ માહેલા લોકો પ્રમાણેજ અજ્ઞાન તથા રાની બની રહ્યા હોત. આસ્ત્રેલિયા દેશમાં નદીઓ થોડી છે, માટે તહિંના લોકો નાનાં નાનાં ટોળાં કરીને રેહેછે; અને સરાસરી વિદ્યાચારની વૃદ્ધિ થવાને જે આવજાવ જરૂર જોઇયે તે સરખી પણ થતી નથી.

નદીઓથકી આરોગ્યતા અને દેશની સ્વચ્છતા થાયછે, એ વાત આ ઠેકાણે કહ્યાવગર ચાલતી નથી. પૃથ્વીના

---

[1] પ્રાદુર્ભાવ—ખુબીમાં લાવવું.

પૃષ્ટ ભાગ ઉપર જમા થઈ રહી હોય તો પ્રાણિયોને તથા વનસ્પતિયોને દુઃખદાયક થનારી એવી જે અતિશય ભિનાસ, તે નદી ધસેડી જાયછે. તેમજ પ્રાણી તથા વનસ્પતિ મરી ગયાથી કોહી જઇને તેઓથકી જે ખાર પદાર્થ પેદા થયછે, તેને નદી સમુદ્રમાં ખેંચી લઈ જાયછે. જ્યાં નદીઓ નથી હોતી ત્યાં એ ખાર પદાર્થ મુલકને જલદીથી ઉજડ કરી નાખેછે.

---

## સવા રૂપીઆની કિંમત.

એક મોટી નિશાળમાં વાળેન્તૈન નામે તેર વરસની ઉમરનો એક નિશાળીઓ હતો. તે છોકરો સ્વભાવે સારો હતો, પણ તેના સોબતિઓમાંના કેટલાએકને ખરચવાને સારૂ પોતાના કરતાં વધારે પૈસા મળતા, માટે તેમની અદેખાઈ કર્યાવિના તેનાથી રેહેવાયું નહીં. પછી તેણે એ બાબદ પોતાના બાપનું મન જોવા સારૂ હિમ્મત પકડીને કાગળ લખ્યો. 'મારે માટે આટલું નાણું મોકલો' એમ ઉઘાડું ન માગતાં તેણે લખી જણાવ્યું જે:—"મારા વર્ગમાંના ઘણાએક છોકરાઓને ગજવાં ખરચસારૂ દર અઠવાડિયે સવા રૂપીયો મળેછે."

તેના બાપને બીજાં કેટલાંએક કારણસર તેની હોંસ પુરી પાડવાને ગમ્યું નહીં, અથવા તેને ઘણું દુઃખ લાગે એવી રીતે ના લખવાનું પણ તેની નજરમાં આવ્યું નહીં. તેણે જવાબ લખ્યો તેનો મુખ્ય હેતુ એ હતો કે, દર અઠવા-

ડિયે સવા રૂપીઓ કેટલો કામનો છે, તથા કોઈ નિશાળી-
આને નકામી ચિજો અપાવવા કરતાં તે સવા રૂપીઓ
બીજા કેટલા બધા અગત્યના ઉપયોગોમાં ખરચાશે, એ
સઘળી વાતની તેને સમજણ પડે.

જ્યાં અલુખડાં ઘણાં પાકેછે ત્યાં દર માપે હેંશી શેર
એવાં બે માપ વેચાતાં લઈએ, તો સવા રૂપીયામાં આવશે.
હવે ૧૬૦ શેર એ કોરો ખોરાક થયો; તેને તૈયાર કરવામાં
જે ઘટ પડે તે સર્વ હિસાબમાં લઈને દર રોજ માણસ
દીઠ પોષણને માટે હઢી શેર બસ છે. એ હિસાબ પ્રમાણે
ગણ્યાથી સવા રૂપીઆમાં એક આઠવાડિયાં સુધી નવ મા-
ણસનું પોષણ થાય; ગરીબાઈથી તો ખરું, પણ તે અલુ-
ખડાં સાથે જરાએક મીઠું તથા છાસ ભેળીને ખાધાથી
હજારો માણસનું પોષણ ચાલેછે.

આપણી આસપાસના ઝુપડાંમાં રેહેનારા ઘણાએક લો-
કોને દર આઠવાડિયે પા રૂપીઆ વાળી રોટલી આપીએ,
તો તેઓ ઘણો ઉપકાર માનીને લેશે, અને પોતાના છોક
રાંના ખોરાકમાં ઘણો વધારો મળ્યો એમ જાણશે. માટે
સવા રૂપીએ એક આઠવાડીઆમાં તને પાંચ ગરીબ કુટું-
બની દુઆ મળશે.

ગામડાંમાં ઘણાંએક ઝુપડાં હોએછે, જેઓમાં મોટાં
કુટુંબને રેહેવાને દર વરસે વીસ રૂપીઆ ભાડું પડેછે. માટે
દર આઠવાડિયે સવા રૂપીઆથી એવાં ત્રણ ઝુપડાંનું ભાડું
આપી શકાએ, અને વળી તે ઝુપડાં સમરાવવાને પણ
થોડું ઘણું બાકી રેહેશે.

ગામડાંઓમાં જ્યાં સ્ત્રિઓને ભણાવેછે તે નિશાળમાં

શિખવાને માટે દર અઠવાડિયે ઘણુંકરીને સવા આનો આપવો પડેછે. માટે દર અઠવાડીએ સવા રૂપીઆમાં પંદર સોળ છોકરાં વાંચતાં શિખે, અને છોકરીઓ શીવતાં પણ શિખે. શેહેરમાંની નિશાળમાં ત્રણ મહીને હઢી રૂપીઆ આપીએ, તો ત્યાં વાંચતાં, લખતાં તથા હિસાબ ગણતાં શિખીને છોકરાં પોતાનો સાધારણ ધંધો કરવા જોગ તઈઆર થાયછે, માટે દર અઠવાડીએ સવા રૂપીઆ વડે તેવી નિશાળમો છ છોકરાં શિખે, અને તે ઉપરાંત તેમનાં પુસ્તકોનો ખરચ પણ તેમાંથીજ નિકળે.

દર અઠવાડિયે સવા રૂપીઆથી લોકોનું સારૂં કરવાના આ સઘળા માર્ગ મેં કહ્યા. હવે તમારા પોતાના ફાયદા સારૂ તે પૈસા કેમ વાપરવા, તેના હું તમને એકાદ બે રસ્તા કહુંછું.

ઝાડ તથા સિદ્ધ પદાર્થના ઈતીહાસ સંબંધી બીજી વસ્તુઓના રંગ ભરેલાં ચિત્રો તમને ઘણાજ પસંદ છે, તે હું જાણુંછું. એવાં કેટલાંએક પુસ્તકો હાલ દર મહીને છપાઈ પ્રગટ થાયછે. દર અઠવાડીએ સવા રૂપીઓ ખરચ્યાથી તેવાં તેવાં કેટલાં ઉત્તમ પુસ્તકો ખરીદ થઈ શકશે.

જો સવા રૂપીઓ લંડન શેહેરમાં એકાદાં જુનાં પુસ્તકોની દુકાન ખાતે વાપરશો, તો તમને પાંચ વરસ સુધી વાંચવાને પુરાં પડે તે કરતાં વધે એટલાં એક વરસમાં ૧૫૫) આદ્ય કવિઓના ગ્રંથો તમને મળશે.

હવે દર અઠવાડિયે તમને સવા રૂપીઓ આપવાને હું આનાકાની કરતો નથી, પણ જેણે કરીને તમારૂં તથા બીજાઓનું સારૂં થાય એવો જે આ સવા રૂપીઓ, તે

તમારા સોબતીઓની પેઠે ખાધા પીધામાં અને રમતમાં ઉડાવો એ મને ગમતું નથી."

## તોલ તથા માપ.

વેચવા સાટવામાં બે રીત ચાલેછે. કેટલીક જણસો તોળીને અને કેટલીક ભરીને અપાયછે. અનાજ, રૂ, ઘી, વગેરે ચીજો તોલ બંધ વેચાયછે, અને તેલ, લુગડાં, દુધ વગેરે ભરત બંધ વેચાયછે. તોળવાને વાસ્તે કાટલાં બનાવેલાં હોયછે અને ભરવાને વાસ્તે માપ કે ગજ કરેલા હોયછે.

કાટલાં ઘણા પ્રકારનાં હોયછે. અધોળી, નવટાંક, પાશેરો, અધશેરો, શેર, બશેરી, પાંચશેરી, દશશેરી, અધમણ, મણ વગેરે હોયછે. પણ બધાં ગામના કાટલાં એક સરખાં હોતાં નથી; કોઈ ગામનો શેર નાનો, ને કોઈ ગામનો મોટો. એનું તોલ અસલ પૈસા ઉપરથી નિકળેલુંછે, તેથી જ્યાં જેવા પૈસા ત્યાં તેવું તોલ હોયછે. એથી મોટી હરકત પડેછે, માટે સઘળે ઠેકાણે એક સરખું તોલ હોય તો સારૂં. હાલમાં જે સરકારી તોલ ચાલેછે તે લખ્યુંછે. ૧૩॥ પઈ એટલે સાડાચાર પૈસા ભારની એક અધોળી, અને એવી સોળ અધોળીનો એક શેર જાણવો. ચાળીશ શેરનો એક મણ થાયછે, તે તો સૌ જાણેછે. મણ કરતાં વધારે જે તોલ થાયછે તેને ખાંડી, બેડીઊં, કળશી, હારો, ભાર વગેરે નામ આપ્યાંછે.

સોનું રૂપું તોળવાને રતી, વાલ, ગદીઆણો, અને તોલો

થાયછે. એક ચણોઠી અથવા ગુંજ એટલે એક રતી કેહે-વાયછે. તે ઉપરથી ત્રણ રતીનો વાલ, ૧૬) વાલે ગદી-આણો, અને તોલાના બે ગદીઆણા થાયછે.

દુધ, તેલ વગેરે પ્રવાહી પદાર્થો ભરવાને સારૂ વાસણ કરેલાં હોયછે. શેર દુધ માય એવું વાસણ તેને શેરીઆ, મણ માય તેને મણીકો કેહેછે. એ શેરીઆ અથવા મણીકામાં જે માય તેનું તોલ કરી જોઈયે તો શેર કે મણજ થાય.

લુગડાં ભરવાનો ગજ થાયછે તે લાકડાનો કે લોઢાનો કરેછે. ગજના તસુ ચોવીસ, અને એક તસુ બે આંગ-ળનો થાયછે. જેવી શેરની માથાકુટ આપણા દેશમાં છે તેવીજ ગજની પણ હોયછે; સુથારનો ગજ, દરજીનો ગજ, વગેરે. પણ ખરો સરકારી ગજ, જેને નવો ગજ કેહેછે, તે બે ફુટનો થાયછે.

ખેતરનું માપ વીઘાં અને વીશાવાસીથી ગણાયછે. જે ખેતર વીશ વીશાવાસી લાંબું અને વીશ વીશાવાસી પોહોળું હોય તે એક વીઘું કેહેવાયછે. સઘળે ઠેકાણે વીઘાનું માપ એક સરખું નથી, તેથી કોઈ ઠેકાણે નાનાં વીઘાં છે અને કોઈ જગોએ મોટાં છે. પણ સરકારી રાજમાં ગામે ગામના ખેતરો એક સરખે માપે છે.

ગામે ગામની વચે જે અંતર હોયછે તેને ગાઉએ માપેછે. અસલ ૨૦૦૦) વામનો એક ગાઉ ગણાતો, પણ હાલતો ગાઉનું માપ નકી નથી. આ ગામથી બીજું ગામ આટલા ગાઉ છે એવું આસરે ઠોકી બેસાડેછે. તેથી કોઈ ગાઉ નાના હોયછે, અને કોઈ ગાઉ મોટા હોયછે. સરકાર મૈલથી અંતર માપેછે; ૮૮૦ વાંમનો એક મૈલ છે.

કેટલાક દુકાનદાર લોકો અને એવાંજ બીજાં માણસો ઓછાં કાટલાં કે માપ રાખીને ઘરાકને છેતરેછે. એ કેવું ખોટું કરેછે! સારૂં માણસ એવું કદી કરે નહીં, કેમકે એ કામ ચોરી કરવા સરખું છે. એથી લોકમાં તેની આબરૂ જાયછે. સરકારમાં માલુમ પડેછે ત્યારે દંડાયછે, પછી કોઈ તેનો વિશ્વાસ કરતું નથી.

## ટંટો પતાવનાર.

સુરત શેહેરમાં એક સમે છોકરીઓની નીશાળમાં મોટી પરિક્ષા થઈ, તે વેળા ખબરદાર અને ડાહી છોકરીઓને સારાંસારાં ઈનામ મળ્યાં. ઈનામ લઈને ઘર જતાં રસ્તે કેટલીક છોકરીઓ વચ્ચે તકરાર ચાલી. એક છોકરી બોલી "મને સારૂં ઈનામ મળ્યું." બીજી બોલી, "ના મારી ચોપડી સારી છે." આ ઝગડો પતાવવાને સઘળી છોકરીઓ એક ઘરના ઓટલા ઉપર બેઠી; ત્યાં પંચમાં એમ ઠર્યું કે શુનાબાઈની ઈનામની ચોપડી સૌ કરતાં સરસ છે. એ ઠરાવથી કેટલીએક છોકરીઓનાં મન નારાજી થયાં. કોઈ કેહે કે, શું, એના કરતાં હું ઓછા જવાબ દઊંછું? ભીખાઈજી નામની છોકરીએ કહ્યું, "આવોની મારી જોડે એ શુનાબાઈ પરિક્ષા તો આપે. જુવો બેનો, પેહેલો નંબર ઘણીવાર કોનો હોયછે, એનો કે મારો? સારૂં કોણ વાંચેછે?" એ વેળા પીરોજબાઈ નામે એક આળસુ છોકરી હતી તે બોલી, "બેહેન, એ ચોપડી તો તને આપવી ઘટતી હતી." બીજી એક ડાવકી છોકરી રતનબાઈ નામની હતી તે બોલી, "બેહેનો હું તો મારે ખરૂં

હશે તે કેહેવાની. હા, ભીખાઇજી શુનાબાઈ કરતાં હુશી-આર તો ખરી, પણ એના જેવી ડાહી અને ઠાવકી નહીં. ભીખાઇજીને તો બહુએ વાર વાંક પડેછે, ઘણીએ વાર મેહેતાજી પાશે એની ફરીઆદ જાયછે; પણ શુનાબાઈને કોઇ દહાડો કશો ગુનોહ કરતાં કે મસ્તી કરતાં જોઇ નથી. એ બીચારી કોઈ જોડે ટંટો કરતી નથી. કોઈ છેડે અથવા દુઃખ દે, તોપણ તે સાંખી રેહે. કોઇ દહાડો જેને જુઠું તો બોલવુંજ નહીં. મેહેતાજીએ ઇનામ આપતી વેળા કહ્યું હતું કે તારી ખબરદારી અને ભલમનસાઇને માટે તને સઉથી સારી અને મોટી ચોપડી આપીછે."

એ સાંભળીને પીરોજબાઈ બોલી, "હા, રતનબાઈ, ત-મને શુનાબાઇનું બહુ લાગેછે. શુનાબાઈ સઘળી વાતે ડા-હીછે, પણ તે તો નીશાળમાંજ. એ સૌ મેહેતાજીને દેખાડ-વાને અને તેના વહાલાં થવાને. નિશાળ બાહાર નિક-ળીએ એટલે તો સૌએ સરખાં." રતનબાઈ બોલી, "બેન જરા વિચારીને તો બોલો. છેકજ જુઠું? કેહો, કે કીએ દહાડે એણે રસ્તામાં બોટું કામ કીધું? બોટું બોલતાં જરાએ લાજ નથી આવતી?" રતનબાઇ એની બેનપણીનું ઉપરાણું ખેંચીને વધારે બોલત તો ખરી, પણ એટલામાં શુ-નાબાઈએ આવીને વારી, અને તેના મોઢા ઉપર હાથ મેલીને બોલતી બંધ પાડી. પોતાની ચોપડી ભીખાઇજીના હાથમાં આપી અને તેની પોતે લઇને દોડી ગઈ.

સઘળી છોકરીઓ જોઇને ચુપાચુપ થઈ ગઈ. ભી-ખાઈજી અને પીરોજબાઈ તો ખશીઆણાંજ પડી ગયાં. રતનબાઈ બોલી, "લઓ જુવો, તમારામાં કોઈ શુનાબાઈના

જેવું છે? હવે કશાનો વાંધો રહ્યો? તમે કોઈ એવું કરો?" સૌ બોલી ઉઠયાં, "ધન છે બહેનો એને! એના જેવી થોડીજ છોકરીઓ હશે." બીબાઈજીના મન ઉપર એથી ઘણીજ અસર થઈ, તે દહાડેથી તેણીએ પોતાની સઘળી ભુંડી ચાલ છોડીદીધી. ત્યારપછી નિશાળમાં કજીઆ ટંટા ઓછા થઈ ગયા, અને મેહેતાજી પાસે ઝાઝી ફરીઆદ જાએ નહીં. એનું કારણ મેહેતાજીએ પુછયું ત્યારે બીબાઈજીએ ઉપલી સઘળી વાત માંડીને કહી.

## ગુલામ અને સીંહ.

અસલના વખતમાં એક ગુલામ ઉપર તેનો ધણી બહુજ જુલમ કરતો હતો, એવો કે એ વેઠયા કરતાં મરવું સારૂં. દુખમાંથી છુટવાનો બીજો ઉપાય રહ્યો નહીં, ત્યારે તેણે જંગલમાં નાસી જવાનું ઠેરવ્યું. તેણે વિચાર્યું કે જંગલના જનાવર મારી ખાશે તે બેહેતર, પણ આ મારો જુલમી ધણી દુઃખ દેછે તે નથી ખમાતું.

એક વાર તક જોઈને છાનોમાનો તે એક જંગલમાં નાસી ગયો. ખાવા પીવાનું કે ઓઢવાનું કાંઈ જોડે લીધું ન હોતું, તેથી ગરીબ બાપડાને માથે ઢગલા દુઃખ પડયું. આખો દિવસ જંગલમાં રખડી રખડી થાકયો; પગમાં કાંટા ભચોભચ વાગે, અને લોહી નિકળે; ભુખ કકડીને લાગી, પણ ખાવાનું કાંઈ મળ્યું નહીં; હિંડવાની જરાએ કૌવત રહી નહીં. એવામાં ત્યાં એક કોતર આવ્યું, તેમાં નિરાશ થઈ બેઠો.

જરા બેઠો. એટલામાં એક ભયંકાર શબ્દ સાંભળ્યો. એમને લાગ્યું કે કોઈ વાઘ કે સિંહનો શિહોર હશે, અને તેથી બીહીને કોતરમાંથી નાસવાનો યત્ન કર્યો, પણ જેવો બારણા આગળ આવ્યો, કે સામો મોટો બીહામણો સિંહ આવ્યો ને નાસવાનો કાંઈ લાગ રહ્યો નહીં. તેને જોઈ એ-નાં તો મોતીઆંજ મરી ગયાં, અને જીવવાની આશા છોડી; પણ જનાવરનો રાજા હળવે હળવે હીંડતો રાંકડું મોહો કરીને નજીક આવવા લાગ્યો અને મારવાનો ઇરાદો દેખાડયો નહીં; દુખીઆરાની પેઠે ધાંટો કાઢી જાણે મદદ માગતો હોય, તેવો દેખાયો. એથી પેલા ગુલામને બહુજ અચંબો લાગ્યો. અસલથીજ તે છાતીવાળો તો હતો, ને આ જોઇને વધારે ધીરજ પકડી.

સિંહ ઓડાતો હીંડતો હતો, તે પરથી પેલા ગુલામે તેના પગ ભણી નજર કીધી, ત્યારે એક ટાંટીઓ ઘણો સુજેલો દીઠો. હિમત પકડીને નજીક ગયો અને સિંહનો સુજેલો પગ હાથમાં લીધો. જેમ આજારી માણસ વૈદને જોવા દે, તેમ સિંહે તેને પોતાનો પગ જોવા દીધો. ગુલામે જોયું તો પંજાના તળીઆમાં એક મોટો કાંટો ભા-ગ્યોછે, ને ત્યાં સુજેલુંછે, તેથી પગ લંગડાયછે. સિંહના ડાળ ઉપરથી એમ જાણ્યું કે એ કાંટો કઢાવવાની એની મરજી છે, માટે ગુલામે તે કાઢયો, અને સુજેલું હતું તેમાં પર હતું તે પણ કાઢી નાખ્યું. એ નિકળી ગયાથી દુઃખ નરમ પડયું. એ પ્રમાણે જરા કરાર વળ્યો કે સિંહે ઘણી ખુશી દેખાડી પોતાનું પુછડું હલાવ્યું, અને પોતાના વૈદના હાથ પગ ચાટયા. એમ હરખ અને માયા દેખાડી

એટલુંજ નહીં, પણ તેનો ઉપકાર કદી ભુલ્યોજ નહીં. એને પોતાના કોતરમાં રાખ્યો, અને શીકાર લાવે તેમાંથી તેને ખાવાને પણ આપે. એ બંનો જાણે ભાઈબંધ થઈ રહ્યા. એમ કેટલાક મહીના ગયા કેડે એક દહાડે તે ગુલામ જંગલમાં ફરતો હતો, તેવામાં એને પકડવા મોકલેલા શીપાઈઓએ આવી ઓચિંતો પકડી લઈ જઈ એના નિર્દય ધણીને હવાલે કર્યો. ધણીએ તેને પોતાની કનેથી નાહાસી ગયો માટે તે દેશના હાકેમને સોંપ્યો. તે વેળા તે દેશમાં ગુલામોપર બહુ જુલમી કાએદા ચાલતા હતા, તે કાએદા પ્રમાણે હાકેમે તે બિચારાને જંગલનાં ફાડિ ખાનાર જનાવર પાસે મારી નખાવવાનો હુકમ કર્યો.

ચોતરફથી ઘેરી લીધેલા મોટા મેદાનમાં તે ગુલામને મુક્યો, અને ઘણા દિવસનો ભુખ્યો ને ખીજવાએલો સિંહ તેના ઉપર છોડી મેલ્યો. નાહાસવાનો જરાએ લાગ નહીં હતો. આ કમકમાટ છુટે એવો તમાશો જોવાને લોકની મેદની મળી હતી. હાકેમ પણ તે વેળા હાજર હતો. સઘળાઓ જોઇને ઉદાસ થતા હતા. એવામાં ફાળ મારતો અને બરાડા પાડતો સિંહ આવ્યો. એની છલંગ, મોહોની ફાડ, એના પંજા, અને ટુંકામાં કહીએ તો તેનું આખું રૂપ જોઈનેજ કાચા હૈઆનું કોઈ બીજું માણસ હોય તેના તો હોંસજ ઉડી જાય. એને આવતો જોઈને સઘળા લોકો ચુપાચુપ થઈગયા. પણ દરએકના મનમાંથી દયા જઈ અચંબો આવ્યો, કેમકે સિંહ તેના ઉપર તરાપ માર્યાને ઠેકાણે તો લાડ કરી તેના હાથ પગ ચાટવા લાગ્યો, અને પુછડું હલાવવા માંડ્યું. ઓવાઈ ગયલું

છોકરૂં ઘણે મહીને એકાએક મળ્યાથી માને જેવો હરખ થાય, તેવો હરખ સિંહ દેખાડવા લાગ્યો. પેલા હાકેમે તે ગુલામને મોટે સાદે બોલાવી પુછયું કે, આ નિર્દય કોઇને છોડે નહીં, તે પોતાનો જાતી સ્વભાવ ભુલી જઈ તારી જોડે આ પ્રમાણે કરેછે તેનું કારણ શું છે? ગુલામે પોતાની સિંહ જોડે બનેલી સઘળી કથા સઉ સાંભળતાં માંડીને કહી. જંગલી જનાવર પણ ઉપકાર ભુલતા નથી. સઘળા લોક આ વાત સાંભળીને ઘણાજ અચરત પામ્યા અને ખુશી થયા. સઘળાઓએ હાકેમને અરજ કરી કે એનો ગુનેહ માફ કરો અને એને જવાદો, તેથી હાકેમે તે ગુલામને માફ કરયું અને પેલો સિંહ પણ તેને હવાલે કર્યો. આ વાત ઉપરથી આપણને પણ શિખામણ લેવી કે કોઇનો પણ પાડ અથવા ગુણ વિસરવો નહીં, અને તેનો સારો બદલો આપવો.

## ચીનાઈ વાસણ—ભાગ ૧ લો.

બેહેનો કોઈ વાર તમારા મનમાં એવું આવેલું કે સુંદર ચલાણાં, રકાબીઓ, ચમચા વગેરે વાસણ આવેછે, તે માટીના થાયછે! જે માટીના ઉપર આપણ પગ મેલી ચાલીએછીએ તે માટીના એ વાસણ થાયછે; તેના અને ચકમકના પથરામાંથી દેવતા પાડીએછીએ તેના એ બનેછે. એ સઘળાંને કાચનાં વાસણ કેહેછે, પણ એ ખોટું નામ છે, કેમકે એ કાંઈ હાંડી અથવા કંડીલની જાતનો બીલોરી

કાચ નથી. હવે એ શી રીતે બનાવેછે તેની થોડી વાત આ નીચે લખીછે.

પેહેલાં ચકમકના પથરને ભઠીમાં પકવેછે. ચકમકના પથરના થરની વચે કોયલાના થર કરી મોટો ઢગલો કરેછે. પછી તેને સળગાવેછે; ત્યારેકેડે ભઠીમાંથી પાકેલા પથરા બાહાર કાઢીને તેનો ખાંડીને ભુકો કરેછે. પલાળતા જાયછે, અને ખાંડતા જાયછે, એટલે બારીક ભુકો થાયછે; માટીને પણ પાણીમાં પલાળીને ખાંડેછે, અને ખુબ ઝીણી કરેછે. પછી માટી અને ચકમકનો ભુકો એ બેઉને એકઠાં મેળવેછે, એટલે નરમ પ્રવાહી પદાર્થ થાયછે. જો સારી જાતનાં વાસણ કરવાં હોય, તો તેને માખણના જેવો નરમ અને લીસો કરેછે. પછી તે કઠણ ને ગુંદાય એવો થાય ત્યાંલગી ચુલા ઉપર મુકી ગરમ કરેછે.

પછી એક ચાક બહુ ઝડપથી ફરતું હોયછે, તેના ઉપર એ પ્રમાણે કેળવાએલી માટીનો લોંદો, જેવડું વાસણ કરવું હોય તે પ્રમાણે મુકેછે, અને પોતાના હાથ પાણીમાં બોળી બોળીને પાટીયાંપર લોંદો ગોળ ફરતો હોયછે તેને દાબતો જાયછે કે તેમાં કાંઈ પવન ભરાએલો હોય તે નિકળી જાએ. તે લોંદાને માહેથી પોલો કરીને, બેહુ હાથના અંગુઠા માંહે અને આંગળાં બાહાર રાખીને તે માહેથી અને બાહારથી બરાબર લીસો કરેછે. આ કામ કેવું ઝડપથી અને ચતુરાઈથી ચાલેછે તે જે નજરે જુવે તેજ જાણે.

એ ચાકપર જે ડાળીઆં તૈયાર થાયછે, તે ઉતારીને બીજા માણસને આપેછે. જેમ ખરાદી લાકડાના રમકડાં કે પાયા સંઘાડા પર ચઢાવીને સાફ ઉતારેછે, તેમ તે મા-

ણસ એને પણ કરેછે. એ પ્રમાણે બરણીઓ, ચલાણાં વગેરે બનેછે. નાળચાં, હાથા, રકાબી વગેરે પોહોળી અને લાંબી ચીજો કાંઈ સંઘાડાપર કે ચાકપર થતી નથી. એ એક જાતની માટીના બીબાંમાં ઉપર કહેલી મેળવણીના ગારાનો લોંદો મુકીને દાબેછે, એટલે તૈયાર થાયછે. નાળચાં, ને હાથા, લીલાંને લીલાં પેલાં ચલાણાં, ચાહેદાની, કે જે ઉપર વળગાવવાં હોય, તેપર વળગાવી દેછે.

એ બધાંને પછી પકવેછે; ભઠ્ઠીમાં એમના એમ મુકતા નથી, પણ બીજાં માટીનાં વાસણમાં ઘાલેછે, અને તે વાસણ ભઠ્ઠીમાં મુકેછે, અને ખુબ તાપ કરેછે. એ ભઠ્ઠીઓ બહુ તાપ વાળી હોયછે, તેમાં બે દહાડા સુધી રાખી મુકેછે. પછી એને ચળકતાં કરવા સારૂ સીસાના ખારની, અને મીઠાની મેળવણી કરી એનાપર ચઢાવેછે. જો એવી રીતે મેળવણી ન થાય તો એ વાસણ કાંઈ કામ આવે નહીં, કેમકે ઘસાઈ જાય, અને ચોખ્ખાં પણ નહીં રેહે. ઉપર કહેલી સીસાના ખારની અને મીઠાની મેળ-વણી એક કથરોટમાં ભરીને તેમાં વાસણ બોળી કાઢેછે, અને ફરીથી ધીમી આંચવાળી ભઠ્ઠીમાં તપાવેછે. જ્યારે બીજીવાર ભઠ્ઠીમાંથી નિકળેછે, ત્યારે ખાસાં ચળકતાં અને સુંદર થાયછે.

## ચીનાઈ વાસણ—ભાગ ૨ જો.

આપણે જે પાછળ વાંચ્યું, તે એકલાં સફેદ ચીનાઈ વાસણ વિશે છે. પણ ઘણાં પ્યાલાં, ચલાણાં, રકાબીઓ,

ચમચા, બરણીઓ વગેરે રંગીત આવેછે, તેપર તો આસમાની રંગના ચિત્ર હોયછે. હવે જો એવાં કે બીજા રંગનાં ચિત્રામણ તે વાસણપર પાડવાનાં હોય તો મીઠાની મેળવણી ચઢાવતાં પેહેલાં રંગવાં પડેછે. જાણે એક વાસણ ઉપર આસમાની ચિત્ર કરવુંછે, તો તેવું એક ચિકણા અને પાતળા કાગળ ઉપર આસમાની રંગથી પાડેછે. પછી તે કાગળ પેલા વાસણો ઉપર દાબેછે, એટલે તેના ઉપર તેવુંજ પડી રેહેછે. પછી તરતજ તેને પાણીમાં ધોઈ નાખેછે; તેથી પેલા કાગળની કરચે કરચ નિકળી જાયછે, અને ચિત્ર બરોબર પડી રેહેછે. એટલું કર્યા પછી તેના ઉપર મેળવણી ચઢાવેછે.

બહુ સરસ પ્યાલાં અથવા રકાબી ઉપર સોનેરી રંગનાં કે બીજાં સુંદર ચિત્ર હોયછે. તે પણ ઊંટના વાળની પીછીવતે તે ઉપર ચીતરેછે. એવું કરવાને સારા ખબરદાર ચિતારા રાખેલા હોયછે.

આ બધાંને ચીનાઈ વાસણ કેહેછે, કેમકે અસલ ચીનથી આવતાં. એ બનાવવાની માટી પણ ત્યાંજ થતી, પણ હાલમાં તપાસ કરતાં ઈંગ્લાંડમાં, ફ્રાન્સમાં, અને બીજે ઘણે ઠેકાણે એવી માટી નિકળેછે, તેથી ત્યાં ઘણાંજ સારાં વાસણ બનેછે. આપણા દેશમાં ઘણાં ખરાં હવડાં તો વિલાયતથીજ આવેછે. આપણા દેશમાં એવી માટીની શોધ કરે તો એવી માટી નિકળે.

સાધારણ જાતની માટીમાંથી આવાં સુંદર વાસણ બનાવવાના હુનરની એકાએક ખબર પડી નથી. જે માણસ હલકી ચીજો પણ ઘણા ધ્યાનથી જુવેછે, અને

તેનો ઝીણી નજરે સારીપેઠે વિચાર કરેછે, તેવાં માણસોએ આ સઘળી વાતો શોધી કાઢીછે. નાનાં છોકરાં જો એવી ટેવ રાખે, તો તેમને પણ બહુ કામની વાતો સુઝે, અને તેથી ફાયદો હાંસલ થાય.

એવું કેહેછે કે થોડાંક વરસ ઉપર વિલાયતના કુંભાર માટીના વાસણ જેવાં હમણા ચળકતાં કરી જાણેછે તેવાં કરી જાણતા ન હતા. તેમને એટલી ખબર હતી કે સીસું લગાડીએ તો લીસાં થાય, પણ તેની જોડે મીઠાની મેળવણી કરવી જોઇએ તે માલમ નહીં હતું. એક દહાડો એવું બન્યું કે કોઈ બાએડી માંસના કડકાને મીઠાના પાણીમાં નાખીને ઉકાળતી હતી. તે મીઠાનું પાણી માટીના વાસણમાં ઘાલેલું હતું. ઉકળતાં તે પાણી ઉભરાઈ ગયું, તેથી વાસણની બાજુએ તેના રેલા ઉતર્યા, તે તાઢા પડ્યા ત્યારે ચળકતા દેખાયા. આ બધું એક પડોશી કુંભારે જોયું; તેણે ઘેર જઇને અજમાવી જોયું, તો વાસણ ઘણાં સારાં અને ચળકતાં થયાં. તેનું જોઇને તે પ્રમાણે બીજા કુંભાર પણ કરવા લાગ્યા.

વળી એક બીજા કુંભારની વાત લખીછે કે તે એક દિવસ ઘોડા ઉપર બેસીને કોઈ છેટે ગામ હશે, ત્યાં જતો હતો. રસ્તે ચાલતાં એના ઘોડાની આંખો એવી તો નબળી થતી ગઈ કે જાણે તે થોડી વારમાં આંધળો થશે. તેથી એક ધર્મશાળા આગળ ઉભો રહ્યો, ત્યારે ત્યાં એક સ્વાર હતો, તેણે કહ્યું કે, હું આ ઘોડાને સારો કરૂં. પછી તેણે એક ચકમકની પથરી લાલ ચોળ જેવી તપાવીને બાળી નાખી, અને ખાંડીને ઝીણી મેદા જેવી કરી. તે ભુકો ચપટીમાં

લઇને ફુક મારીને પેલા ઘોડાની આંખમાં નાખ્યો, તેથી તે વેહેલો સારો થયો. પણ આ બધું જે પેલા સ્વારે કર્યું, તે પેલા કુંભારે સારીપેઠે ધ્યાન રાખીને જોયું હતું. તેને તુરત માલમ પડ્યું કે ચકમકને બાળીએ તો બળેછે, અને તેનો ઝીણો ભુકો પણ થાયછે. વળી એ જ્યારે ઘોડાની આંખમાં ગયો ત્યારે પલળીને ઘણો ધોળો કાદવ જેવો થઈ ગયો. આ ઉપરથી તેણે માટીમાં ચકમક બાળીને નાખ્યો, તો તેથી બહુજ ધોળો ગારો થયો અને તેનાં વાસણ પણ ઘણાં ધોળાં ઉઘડ્યાં.

---

## જુદી જુદી જાતના લોકોની શરીર શોભાવવાની રીત.

આ તો અમારો ચાલ પડી ગયોછે, તે કર્યા વગર કેમ ચાલે, એવું અજ્ઞાની લોક એકલા માનેછે, એટલુંજ નહીં, પણ સુધરેલા લોકમાં પણ એવીજ રીત હોયછે. ઘણાં જંગલી માણસમાં પોતાના શરીર રંગવાની, અને નાક ને હોઠ વીંધાવીને તેમાં કડીઓ ઘાલવાની ચાલ હોયછે. એ બધું તેઓ હોંસે હોંસે કરેછે. વળી તેમનામાં શરીરના કેટલાંએક અંગના ડાળ ફેરવવાની પણ રીત પડેલી હોયછે.

નાનાં બાળકનાં માથાં, અને ઘણાં ખરાં શરીરનાં આખાં બધાં હાડકાં નરમ, અને જેમ વાળીએ તેમ વળે, એવાં હોયછે, તેથી તેનું જેવું ડાળ કે આકાર વાળીને કરે તેવો થાયછે. અસલના વારામાં એક દેશના લોક હતા,

તે એવું માનતા કે જેના માથાનો આકાર સોગઠા સરખો હોય, તે ઘણો ખુબસુરત. તે ઉપરથી બાળક અવતર્યું કે પાટા તાણી બાંધી તેના માથાનો ઘાટ તેવો કરતા. તુર્કસ્તાનના લોકોને ગોળ માથાં પસંદ હતાં, તેથી તેવો આકાર જન્મથીજ પાટા બાંધીને કરતા. પશ્ચિમમાં અમેરિકા ખંડની પાસે બેટ છે ત્યાંના રેહેવાશી ચોખંડા માથાં કરવાને નાનપણથીજ આસપાસ પાટીયાં બાંધીને ચોખંડી પેટી જેવું બનાવતા. એજ પ્રમાણે કપાળ પણ નાનાં મોટાં કરતા. આપણે હસ્તાં હસ્તાં કે રીસમાં કોઇને કહીએછીએ કે તારા કપાળમાં ડામ, પણ કેટલાક લોકમાં તો કપાળમાં ડામ દેવાની વડાઈ ગણાયછે. શીઆમ અને મલબારના લોક કપાળ ઉપર અક્ષર કે કાંઈ ચિત્ર પાડવા સારૂ બીબાં કે છાપ બનાવીને તેના ડામ કપાળમાં દેછે. ભાઈડા, બૈરાં, સૌ પોતાના કપાળ શોભાવવાને એવી છાપ કરેછે.

જેમ માથાની અને કપાળની શિકલ ફેરવવાને ઘણાં લોકો મેહેનત કરેછે, તેમજ નાક, કાનને પણ કદરૂપાં કરવાને કસર રાખતા નથી. ઉપર લખ્યા પ્રમાણે જે ચોખંડું માથું રાખનાર જંગલી લોકોની વાત કહી, તેમાં વળી બીજી એવી એક ચાલ છે કે પોતાનું નાક વિંધાવીને તેનો વેહ વધારવાને સારૂ હાડકાં કે લાકડાની સળીઓ ઘાલેછે. ચીનનાં માણસો ચીબું નાક હોય તેને રૂપાળું ગણેછે, એટલાસારૂ નાનપણથી નાકને દાબી દાબીને ચીબું કરેછે. તેમજ તાતારદેશનાં, આફ્રિકાના, અને અમેરિકાના ઘણાં લોક પણ નાનપણથી નાક દાબીને ચીબાં કરેછે. વળી આફ્રિકા ખંડના કેટલાક લોક

જેમ મોટું નાક હોય તે જોઇને ખુશ થાયછે, અને એજ ખંડ-માં ઝંઝીબાર કરીને દેશ છે ત્યાંના લોક પોતાના નાકની-અણી મરડીને ઊંચી કરેછે. ઈરાન દેશમાં કેખુસરો નામે મોટો નામાંકિત રાજા થઈ ગયો તેનું નાક બાજ પક્ષીની ચાંચના જેવું લાંબું હતું, તેપરથી ત્યાંના બધા લોક એવું નાક હોય તેને સારા ગણતા, માટે તેવું કરવાને બહુ મેહે-નત લેતા. વળી બીજી એક એવી ચાલ કેટલાક લોકમાં હતી કે કાનની બુટ તાણી તાણીને એટલી તો લાંબી કર-તા કે તેની લંબાઈ વિશે કોઇને કહીએ તો તે માને પણ નહીં. કોઇ કોઈ તો બુટો લાંબી વધારવાને ભારે વજન ટાંગતા. ચીનમાં અસલથી એવી ચાલ પડી ગઈછે કે બૈરાંના પગની પાટલીઓ જેમ નાની હોય તેમ સરસ, માટે નાનપણ-થીજ કઠણ જોડા પેહેરાવી, કે પાટા બાંધી રાખેછે, એટલે તે વધીને મોટી થતી નથી. એવું કરવાથી બીચારી બાઈડીઓ કેવી દુઃખી થતી હશે! પગે ચલાએ નહીં એટલે લંગડાં માણસની પેઠે કોઈ ઊંચકી લઈ જાય ત્યારે જવાય!

યુરોપમાં પણ બૈરાં એવું જાણેછે કે જેમ કમર પાતળી હોય તેમ સારૂ. તેથી પાતળી કમર રાખવાને નાની છોક-રીઓને કેડે કેટલાંક લોક મજબુત પાટા બાંધેછે, તે એવા તો કઠણ હોયછે કે તે બિચારીથી પુરો દમ પણ લેવા-તો નથી. એવી નઠારી ચાલને લીધે ઘણાંની કરોડનું હા-ડકું મરડાઈ જાયછે, પાંસળીઓ વળી જાયછે, અને કોઈ વાર તો છાતીમાં દરદ પણ થાયછે.

# તરબુજ (કલિંગડાં) અને ખરબુજ.

તરબુજમાં બે જાત હોયછે, એક કાળા રંગનું અને ગોળ, બિજું સફેદ રંગનું અને લાંબું. સફેદ જાતનાં તરબુજ મીઠાસમાં સારાં અને કદમાં મોટાં હોયછે, અને એની અંદરનો મગજ લાલ અને સ્વાદિષ્ટ હોયછે. તરબુજમાં મિઠાસ ઘણી અથવા થોડી થાયછે, એ જમીનની જાત ઉપર છે. તરબુજના બી કારતેગ મહિનામાં રોપેછે તે પોષ આખર અથવા માઘ મહિનામાં તૈયાર થાયછે. એનો વેલો ઘણો જલદી વધેછે. એનુ વધવું એટલું આશ્ચર્યકારક છે કે, કોઈ વખત એક દિવસમાં હાથ બે હાથ સુધી વધી જાય છે. આ વેલો ખેતરમાં જમીનપર પસરાયલો હોયછે. એક એક તરબુજ કોઈ કોઈ વખત મણ દોહોડ મણ વજનનું હોયછે. ગોવામાં લોકો તરબુજનાં મોટાં મોટાં ખેતરો રોપેછે. ત્યાંના ખેડુત લોકો તરબુજને કોઈ ચોરી ન લઈ જાય તથા કોહોલાં વગેરે જંગલના પશુ ખાઈ ન જાય, માટે જ્યારે એ નાનાં નાળીયર જેટલાં થાયછે, ત્યારે આસરે એક હાથ ઊંડો અને તેટલોજ પોહોળો ખાડો ખોદી તે કુમળું તરબુજ તેમાં મુકી તેનીપર પાત્રાં નાખી થોડીક મટોડીથી ઢાંકી દેછે. આ જમીન રેતાળ હોયછે, તે સારૂ તરબુજના વધવાને કાંઈ અડચણ થતી નથી. પછી તેનો વેલો સુકાવા લાગો એટલે તરબુજને ખાડામાંથી કાહાડી લેછે.

તરબુજ ઠંડું હોયછે. ચૈત્ર વૈશાખમાં એનો ઘણો ખપ પડેછે. પપનાસ, અને કેરી વગેરે ફળો જેમ ખાયછે, તેમ

તરબુજને પણ ખાયછે; પણ કુમળાં તરબુજનું અચાર અને તરકારી કરીને ખાયછે. તરબુજના વેલાને માછલીનું ખાતર નાખેછે. તરબુજ વરસમાં એકજ વખત પાકેછે. મારવાડ, મથુરાં, દવારકાં આ દેશોમાં તરબુજ ઊંચી જાતનાં થાયછે.

ખરબુચ એક ચિભડાં જેવુંજ ફળ છે. એના વેલા પણ તેવાજ દેખાયછે. પણ એ ગોળ અને એની છાલ ખડબચરી તથા લાલ રંગની હોયછે. એની અંદરનો ગર ફિક્કો, લાલ અને નરમ હોયછે. એને અમસ્તુંજ ખાયછે, અને કોઈ લોકો એના કકડા કરી ખાંડ નાખીને પુરી સાથે ખાયછે.

---

## બંદગી.

તું આલમ ખાવંદ પરવરદિગાર,
અજબ તારી કુદરત કુલે અખત્યાર, તું આલમ ખાવંદ–૧
ખુબીઓ ખુદાની શું ગાંઊં ન પાર,
પરાણે પુછતાં હું ખાઊંજ હાર. તું આલમ ખાવંદ–૨
જગાએ જગાએ જસોની વખાર,
ગુણોથી ભરેલીજ આનંદકાર. તું આલમ ખાવંદ–૩
દુનીઆં મણીનો કરે કારબાર,
તું મે છતે છે ખરો દીલદાર. તું આલમ ખાવંદ–૪
આહીં કોઈ સાચું ન સાચો તું યાર,
તું સંકટ સમે થાયછે સાહ્યકાર. તુ આલમ ખાવંદ–૫

બદી તો ફસાવી મરાવેછે માર,
બચી જાણું છું હું જપે નામ સાર. તું આલમ ખાવંદ-
અરજ મારી એવી ખરી દિલ વિચાર,
બદીમા ફસંતો તું રોજે ઉગાર. તું આલમ ખાવંદ-૭

